# દુઃખમાં દિલાસો.

લેખક અને પ્રકાશક,

વૈદ્ય અમૃતલાલ સુંદરજી પઢિયાર.

ઠે. કાલબાદેવી-મુંબઈ.

આવૃત્તિ ત્રીજી.

પ્રત ૨૦૦૦.

સંવત ૧૯૭૪. સને ૧૯૧૮

કિંમત ૧૨ આના.

# પઢીયારનાં પુસ્તકો મળવાનાં ઠેકાણાં.

## વૈદ્ય અમૃતલાલ સુંદરજી પઢિયાર.

ઠે૦ હાથી બીલ્ડીંગ, કાલબાદેવી રોડ—મુંબઇ.

---

બુકસેલર્સ:—ઝવેરભાઇ ઉમેદભાઇ પટેલ ઠે. રીચીરોડ-અમદાવાદ.

બુકસેલર્સ:—બેચર મેઘજી—રાજકોટ.

બુકસેલર્સ:—અબદુલહુસેન આદમજી—ભાવનગર.

બુકસેલર્સ:—એન. એમ. ત્રીપાઠી પ્રીન્સેસ સ્ટ્રીટ—મુંબઇ.

બુકસેલર્સ:—મોહનલાલ મનસુખરામ—વડોદરા.

---

આ પુસ્તક મુંબઇ નં. ૯૩, ચીંચપોકલી પરેલ રોડ પર લેડી નૉર્થકોટ હિન્દુ
ઑર્ફનેજ કે. એન. સેલર પ્રેસમાં ધોંડીબા નારાયણ બનારસેએ
છાપ્યું છે; અને વૈદ્ય અમૃતલાલ સુંદરજી પઢિયારે
હાથી બીલ્ડિંગ, કાલબાદેવી રોડ, નં. ૨
મુંબઇમાં પ્રસિદ્ધ કર્યું છે.



# પ્રસ્તાવના.

દુઃખથી હારી ગયેલાઓને દિલાસો મળે, નિરાશ થઈ ગયેલાઓના મનમાં નવી આશાનાં કિરણો ફૂટે, રોનારાઓનાં આંસુઓ લૂછાય, નિસાસા નાખનારાઓના નિસાસા બંધ પડે, અને હારી ગયેલાઓના મનમાં પાછી હિંમત આવી જાય, એવા હેતુથી 'દુઃખમાં દિલાસા'નું આ પુસ્તક તૈયાર કરેલું છે. કારણ કે, આ જગતની રચનાજ એવી છે અને જીવોનો સ્વભાવજ એવો છે કે, તેઓને કોઈને કોઈ પ્રકારનું દુઃખ હોય છે. જેમકે, કોઈને શરીરનું દુઃખ, કોઈને મનનું દુઃખ, કોઈને અકસ્માતનું દુઃખ, કોઈને ગરીબાઇનું દુઃખ, કોઈને મંદવાડનું દુઃખ, કોઈને ઘડપણનું દુઃખ, અને કોઈને પોતાના વ્હાલા સગાના મરણનું દુઃખ હોય છે. એ બધી જાતનાં દુઃખમાં થોડો ઘણો પણ દિલાસો આપી શકે એવા પુસ્તકની ખાસ જરૂર છે. અને હાલમાં તેવી સગવડતા મળી જવાથી આ પુસ્તક બહાર પાડેલું છે.

'સ્વર્ગનું વિમાન', 'સ્વર્ગની કુંચી', 'સ્વર્ગનો ખજાનો', 'સ્વર્ગનાં રત્નો', 'સ્વર્ગની સડક', અને 'સ્વર્ગનો આનંદ' એ નામે ભક્તિમાર્ગનાં મારાં પુસ્તકોમાં દુઃખમાં દિલાસો મળી શકે તેવા ઘણા અસરકારક દાખલાઓ આવેલા છે, અને દુઃખ હોય છતાં પણ શાંતિ રાખી શકાય તેવા ઘણા ઉપાયો તેમાં બતાવેલા છે. માટે એ બધાં પુસ્તકોમાંથી દુઃખમાં દિલાસો મળી શકે તેવી અસરકારક કુંચીઓ અને તુરતજ ફાયદો કરે તેવા દાખલાઓ ચુંટી કહાડી યોગ્ય ફેરફાર સાથે આ પુસ્તક તૈયાર કરેલું છે. એટલે દુઃખમાં દિલાસો દેવાની

બાબતમાં આ પુસ્તક બહુજ અસરકારક થઇ પડશે, એમ અમારી ખાત્રી છે. અને જો કોઇ પણ દુઃખી માણસને આ પુસ્તકથી ખરો દિલાસો મળી શકશે, તો હું બહુ રાજી થઇશ.

છેવટે એજ કે, આ સિવાય આનંદમાં રહેવાના ઉપાયો, પવિત્ર જીવનનો મહિમા, ધર્મ પાળવાથી થતો આનંદ, ભકિત કરવાની જરૂર, મંદવાડ વખતે શાંતિ રાખવાના ઉપાયો, ઘર સંસારના સુખો સારી રીતે ભોગવવાની યુકિતઓ, આજના ફરી ગયેલા જમાનામાં વૃદ્ધ માણસોએ કેમ વરતવું તેની સૂચનાઓ, નામ સ્મરણનો મહિમા, ઇશ્વર સ્વરૂપ વિષે મનને જીતવાના ઉપાયો, ભગતોનાં લક્ષણ, આપણા આચરણો સુધારવાની જરૂર, જગતનું મિથ્યાપણું, સત્સંગની ખૂબી, પરમાર્થની જરૂર, શ્રદ્ધાનો મહિમા, દીનતાની ખુબી, પાપની ભયંકરતા અને ભગવદ્દઇચ્છાને આધીન થવાની જરૂર વગેરે બાબતો ઉપર ન્હાનાં ન્હાનાં પુસ્તકો તૈયાર કરી સસ્તી કિંમતે બહાર પાડવા મારો વિચાર છે અને ઇશ્વરકૃપાથી જેમ જેમ તક મળતી જશે, તેમ તેમ એ પુસ્તકો હરિજનોની સેવામાં મૂકતો જઇશ. પરમકૃપાળુ પરમાત્મા એવી તક જલદી આપે એજ પ્રાર્થના.

મુંબાઇ.
કાલબાદેવી હાથી બિલ્ડીંગ.
તા. ૧૦-૨-૧૭

વૈદ્ય અમૃતલાલ સુંદરજી
પઢીયાર.



# દુઃખમાં દિલાસો.

આ જગતમાં અનેક જાતનાં દુઃખો છે. જેમકે કોઇને ધનનું દુઃખ હોય છે, કોઇને અપમાનનું દુઃખ હોય છે, કોઇને હલકા કુળનું દુઃખ હોય છે, કોઇને અદેખાઇનું દુઃખ હોય છે, કોઇને દીકરા ન હોય તેનું દુઃખ હોય છે, કોઇને છોકરાઓ ખરાબ જાગ્યા હોય તેનું દુઃખ હોય છે, કોઇને માબાપ મરી ગયાં હોય તેનું દુઃખ હોય છે, કોઇને ધંધો રોજગાર ન હોય તેનું દુઃખ હોય છે, કોઇને દુશ્મનનું દુઃખ હોય છે, કોઇને વહાલા સગાના મરણનું દુઃખ હોય છે, કોઇને અજ્ઞાનપણાનું દુઃખ હોય છે, કોઇને શરીર સારૂં ન રહેતું હોય તેનું દુઃખ હોય છે, કોઇને લગ્નમાં કજોડું મળેલું હોય તેનું દુઃખ હોય છે, અને ઘણી બાબતોમાં કોઇને પોતાનું મનમાન્યું ન થતું હોય તેનું દુઃખ હોય છે. આવી રીતે જગતમાં દરેક માણસને કોઇ ને કોઇ પ્રકારનું દુઃખ હોય છે.

---

**આ દુનિયામાં આપણે અવતર્યા એટલે દુઃખ તો ભોગવવાંજ પડશે. પછી ગમે તો તે અફસોસ કરતાં કરતાં ભોગવો ને ગમે તો પ્રભુનું સ્મરણ કરતે કરતે શાંતિથી ભોગવો.**

સુખ દુઃખ તો જન્મ મરણની સાથેજ છે; માટે તે તો ભોગવવાંજ પડશે. કારણ કે આપણા શરીરનું બંધારણજ

એવા પ્રકારનું છે અને આ દુનિયાની રચનાજ એવા પ્રકારની છે કે કોઇ પણ જીવોને સુખ થયા વિના રહેજ નહિ. કારણ કે કુદરતના નિયમોજ એવા છે કે જ્યાં સુધી આપણો દેહ રહે ત્યાં સુધી સુખ દુઃખ થયા વિના રહેજ નહિ. એ સુખ દુઃખમાંથી આપણે કોઇ પણ રીતે છૂટી શકીએ તેમ નથી, એટલે તે આપણને રોતે રોતે કે શાંતિથી ગમે તે રીતે પણ ભોગવવાં પડશે. કારણ કે ઇંદ્રિયો અને વિષયોના સંબંધમાંજ સુખ દુઃખ છે. અને જ્યાં સુધી તમને શરીર છે, તથા જ્યાં સુધી તમે આ દુનિયામાં રહો છો ત્યાં સુધી કોઇ પણ દેશમાં, કોઇ પણ કાળમાં, કે કોઇપણ સ્થિતિમાં એક ક્ષણ પણ તમે વિષયો અને ઇંદ્રિયોના સંબંધ વિના રહી શકોજ નહિ; અને આ દુનિયામાં તથા આ જીંદગીમાં જે સુખ દુઃખ છે તે એ સંબંધમાંજ છે, માટે તે ભોગવ્યા વિના છુટકો નથી. જે બાબતમાં આપણો કાંઇ ઉપાયજ નથી તેમાં રોયા કરવાથી શું ફાયદો ? માટે ભાઇઓ ! શાંતિથી દુઃખને સહન કરો. કારણ કે,

( ઝુલણા છંદ. )

તંતુ કાચા તણો તાણો સંસાર છે,<br>
સાંધીએ સાત ત્યાં તેર ત્રૂટે,<br>
શરિર આરોગ્ય તો યોગ્ય સ્ત્રી હોય નહીં,<br>
યોગ્ય સ્ત્રી હોય ખોરાક ખૂટે,<br>
હોય ખોરાક તો ન્હોય સંતાન ઉર,<br>
હોય સંતાન રિપુ લાજ લૂટે,<br>
કોઇ જો શત્રુ નવ હોય દલપત કહે,<br>
સમિપ સંબંધીનું શરીર છૂટે,

---

## ધણી પોતાની મરજી મુજબ ફેરફાર કરે તેમાં નોકરને વચ્ચે બોલવાનો શો હક ? તેમજ પ્રભુ આપણને પોતાની ઇચ્છા મુજબ રાખે તેમાં આપણે શા માટે દિલગીર થવું જોઇએ ?

એક નોકરે જોયું કે ઘરમાં ટેબલ ઉંધું વળેલું છે, કાગળો ફાડી નાંખેલા છે, બાટલી ફૂટી ગએલી છે, ચોપડીઓ જેમ તેમ

પડેલી છે, ને ઘડીઆળ બંધ પડેલું છે. એવું જોઇને તે નોકર બહુ દોડધામ કરવા લાગ્યો, ગડબડ કરવા લાગ્યો અને મીજાજ બગાડી કહેવા લાગ્યો કે, આમ કરનાર કોણ છે? હું તેને જોઇ લઇશ. એટલામાં તેના શેઠે આવીને કહ્યું કે, એ ફેરફાર તો મેં કરેલો છે. એ સાંભળી તે નોકર તો ચૂપ થઇ ગયો અને પાછું બધું સરખી રીતે ગોઠવવા લાગ્યો. કારણ કે ધણી પોતાની સગવડતા મુજબ કરે તેમાં નોકરને વચ્ચે પડવાનો શો હક? તેમજ આપણી ઉપર જે દુઃખો પડે છે તે ભગવદ્ ઇચ્છાથીજ પડે છે. એટલે એ દુઃખોની સામે બડબડવાનો આપણને શું હક છે? પ્રભુ તો ધણીનો પણ ધણી છે. તે ચાહે સો કરે, તેમાં ફોગટની આપણી હાય હોયથી શું વળે? આપણા રોવા કકળવાથી તે કાંઇ પોતાના કાયદા થોડોજ ફેરવવાનો છે? માટે ભાઇઓ! દુઃખથી નહિ હારી જતાં પ્રભુની ઇચ્છાને આધીન થાઓ.

ભાઇઓ! હાંડલાંને કુંભાર સામે એમ બોલવાનો હક નથી કે તેં અમોને હાંડલાં કેમ બનાવ્યાં? હાંડલાંને બદલે ઘડા કાં ન બનાવ્યાં? તેમજ આપણને આપણા બનાવનાર પ્રભુની સામે એમ બોલવાનો હક નથી કે, તેં અમોને ફલાણા દેશમાં ફલાણા કાળમાં, ફલાણા ગામમાં, કે ફલાણી જાતમાં, જન્મ કેમ ન આપ્યો? અથવા ફલાણું કામ મને કાં સોંપ્યું? એમ બોલવાનો આપણને જરા પણ હક નથી. આપણો ધર્મ તો પ્રભુની ઇચ્છાને આધીન થવામાંજ છે, અને આપણું ખરૂં સુખ તો ભગવદ્ ઇચ્છાને માન આપવામાંજ છે. પ્રભુની ઇચ્છાની સામે થવામાં આપણું કલ્યાણ નથી. માટે ભાઇઓ! તમારી પોતાની ઇચ્છાની સામે ન જુઓ; અને તમારી પોતાની ઇચ્છામાંથી ઉત્પન્ન થયેલાં સુખ દુઃખની સામું ન જુઓ, પણ એ સુખ દુઃખ જેની તરફથી આવેલાં છે તે ધણીની ઇચ્છા સામું જુઓ. એની ઇચ્છાને આધીન થવાથી તમારાં દુઃખ ઓછાં થઇ અંતે કપાઇ જશે.



## આગળ કે પાછળ જવું એ ઘોડાના હાથમાં નથી પણ ચલાવનારાના હાથમાં છે, તેમ આપણે પણ આપણા ચલાવનાર મહાન પ્રભુની ઇચ્છાને આધીન થવું જોઇએ.

ઘોડાને હાંકવાવાળો જેમ ઘોડાને ચલાવે તેમ ઘોડો ચાલે છે. શકિત હોય ત્યાં સુધી ચાલવું, એ ઘોડાનું કામ છે; પણ કઇ તરફ ચાલવું, કયે રસ્તે ચાલવું, અને કેવી ચાલે ચાલવું એ ઘોડાના અખ્તીયારની વાત નથી. એ તો હાંકનારના હાથમાં છે. તેમજ આપણી તો એજ ફરજ છે કે, જેમ પ્રભુ રાખે તેમ આનંદથી રહેવું. હર્ષ શોકને આધીન ન થતાં પ્રભુ ઇચ્છા ઉપર આધાર રાખીને સદા શાંતિથી રહેવું એજ ધર્મ છે, એનુંજ નામ પુરૂષાર્થ છે, અને એનુંજ નામ જીંદગીની સફળતા છે. પ્રભુ ઇચ્છાને આધીન થવું એજ જીંદગીનો હેતુ છે અને એજ જીંદગીનું ફળ છે. એથીજ જીંદગી મીઠી થાય છે અને એથીજ પ્રભુ રાજી થાય છે. માટે ચાહે તો દુઃખ આવી પડે, ગમે તો ગરીબી આવી પડે, ગમે તો મંદવાડ આવી પડે, ગમે તો અપમાન આવી પડે, અને ગમે તો મોત આવી પડે; તો પણ દિલગીર થાઓ માં! નિરાશ થાઓ માં! અને કદી રાજ આવી પડે તો પણ ફૂલાઇ જાઓ માં, પણ સુખ દુઃખને વાદળની છાયા જેવાં સમજી આપણાંજ સારાં માઠાં કર્મોનાં ફળ સમજી, આપણા કલ્યાણને માટેજ તે આવેલાં છે એમ સમજી, પ્રભુની ઇચ્છાને આધીન થતાં શીખો.

---

## પ્રભુ જે કરે છે તે ઠીકજ છે, એવો વિશ્વાસ રાખો.

એક ગાડીમાં બેસીને બે દોસ્તો જતા હતા. તે બેમાંથી એક જણો ગાડી હાંકતો હતો, અને બીજો તેમાં બેઠો હતો. ગાડી હાંકવાવાળો પોતાની મરજી મુજબ આડી અવળી ગલ્લી કુંચીઓ વચ્ચે ઝપાટાબંધ ગાડી દોડાવી જતો હતો. એવી સાંકડી ગલ્લી કુંચીઓમાં ઝપાટાબંધ ગાડીને દોડતી જોઈને પેલા અંદર બેઠેલા

માણસે કહ્યું કે, તું આવી રીતે તારી મરજી મુજબ છૂટથી ગાડી ચલાવે છે તેથી હું ડરૂં છું. ત્યારે તે ગાડી હાંકનારે કહ્યું કે, જો તને મ્હારી ઉપર વિશ્વાસ ન હોય, અને તેથી ડરતો હોય તો તું ગાડી ચલાવ. ત્યારે અંદર બેઠેલા દોસ્તે કહ્યું કે, ગાડી હાંકતાં તો મને આવડતી નથી. ત્યારે તે ગાડી હાંકનાર દોસ્તે કહ્યું કે, જો તને ગાડી હાંકતાં ન આવડતી હોય તો તું મારી ઉપર વિશ્વાસ રાખ. ગાડી પણ તું ચલાવી શકે નહિ, અને વિશ્વાસ પણ રાખી શકે નહિ, એ બેય વાત કેમ બને ? કાં તો તું ગાડી ચલાવ, અથવા તો મારી ઉપર વિશ્વાસ રાખ. પછી અંતે જ્યારે બીજો કાંઇ રસ્તો નહીં જોવાથી હારીને ગાડીમાં બેઠેલો દોસ્ત ગાડી હાંકનાર દોસ્તના વિશ્વાસે રહ્યો ત્યારે તેનો ભય દૂર થયો, અને તે સુખી થયો.

એ બંને દોસ્તો તે જીવ અને ઇશ્વર છે. ગાડીમાં બેસનારો તે જીવ છે, અને ગાડી હાંકવાવાળો તે ઇશ્વર છે. ઇશ્વરને વિશ્વાસે જીવ રહે તોજ સુખી થઇ શકે. કારણ કે જીવને ગાડી હાંકતાં આવડતી નથી એટલે કે આપણે આપણું કલ્યાણ શેમાં છે, તે સમજતા નથી, પણ પ્રભુ તે પૂરેપૂરી રીતે સમજે છે. માટે આપણે સર્વોત્તમભાવથી પ્રભુને શરણે જવું જોઇએ, અને અખંડિત-પણે પ્રભુના વિશ્વાસમાં રહેવું જોઇએ, તો આ લોકનું અને પર-લોકનું પરમ સુખ મળી શકે. માટે ભાઇઓ ! પ્રભુને તમારી ગાડી ચલાવવા દો, એટલે કે ભગવદ્ ઇચ્છાને આધીન થાઓ અને વિશ્વાસનું બળ મેળવો, વિશ્વાસનું બળ મેળવો.

( દોહા. )

મેરા ચેત્યા હોત નહીં, કાહે કરૂં મેં ચિંત,<br>
હરકા ચેત્યા હર કરે, તાપર રહું નચિંત.

---

## પાણી જેવા વાસણમાં ભરાય તેવો આકાર પકડે છે, તેમજ આપણને પણ પ્રભુ જે સ્થિતિમાં રાખે તે સ્થિતિને અનુસરતું થઇ જવું જોઇએ.

કેટલાંક કામ એવાં હોય છે કે જે તેનો વખત આવ્યેજ થાય, અને કેટલાંક કામ એવાં હોય છે કે જેમાં આપણું કાંઇ

ચાલી શકેજ નહિ, એટલે એવી બાબતોમાં નાહક અફસોસ કર્યા કરવો એ પ્રભુની સામે થવા જેવું છે. રોજ મળ્યા વિના—કામ મળ્યા વિના સુતાર હથોડા પછાડયા કરે તેથી કાંઇ તેને મળે નહિ, અને મરનારની પછવાડે ગમે એટલી હાયપીટ કરીએ પણ તેથી કાંઇ તે જીવતો થાય નહિ, તેમજ મુફતનો અફસોસ કર્યા કરવાથી કાંઇ અદ્ધરથી ધન આવી પડે નહિ તથા બાવો આવ્યે કાંઇ બળદ ફૂઝે નહિ, અને માળી સો ગણું પાણી સીંચે તો પણ કાંઇ ઋતુ વિના ફળ થાય નહિ. તેમજ જે દુ:ખો છે તે પણ તેનાં કારણો દૂર થયા વિના તથા તેની મુદ્દત પૂરી થયા વિના અને પ્રભુનું શરણ ધર્યા વિના જાય નહિ. એ દૂર કરવાનો સહેલો ઉપાય એજ છે કે, જેમ પાણીને જે જાતનાં વાસણમાં ભરીએ તેવો આકાર તે લેય છે, એટલે કે નળીમાં ભરીએ તો નળી જેવો, થાળીમાં ભરીએ તો થાળી જેવો, ચંબુમાં ભરીએ તો ચંબુ જેવો અને ઘડામાં ભરીએ તો ઘડા જેવો, આકાર તે લેય છે; તેમજ આપણને પણ જેમ પ્રભુ રાખે તેમ રહેવું જોઇએ. એમ રહીએ તોજ સુખથી રહી શકાય. જ્યાં સુધી એવી રીતે ભગવદ્ ઇચ્છાને આધીન થઇએ નહિ ત્યાં સુધી યાદ રાખજો કે; દુ:ખ દૂર થવાનાં નથીજ. માટે ભાઇઓ ! દુ:ખ દૂર કરવા સારૂ જેમ બને તેમ ભગવદ્ ઇચ્છાને આધીન થાઓ, ભગવદ્ ઇચ્છાને આધીન થાઓ.

---

## આપણે આપણા ઘરનાં નાનાં ઘડીયાળો ગામના સરકારી મોટાં ઘડીયાળના ટાઇમ પ્રમાણે રાખવા જોઇએ.

દરેક માણસો જો પોતાનાં ઘડિયાળના કાંટા પોતપોતાની મરજી મુજબ રાખે તો ટાઇમમાં ગડબડ થયા વિના રહેજ નહિ, માટે બેહેતર તો એજ છે કે ગામનાં મોટામાં મોટાં ને સારામાં સારાં ઘડિયાળ પ્રમાણે પોતપોતાના ઘડિયાળના કાંટા રાખવા જોઇએ. તેમજ આપણે પણ દરેક જણા જો પોતપોતાની ઇચ્છા મુજબજ ચાલીએ તો દુનિયામાં ગડબડાટનો કાંઇ સુમાર રહે નહિ માટે આપણા પોતાના કલ્યાણ સારૂ અને દુનિયાના ફાયદા સારૂ આપણે પ્રભુની

ઇચ્છામાંજ આપણી ઇચ્છા રાખવી જોઇએ. પ્રભુની ઇચ્છાથી આપણી ઇચ્છા જુદી રાખીને આપણે કદી પણ સુખી થઇ શકીએ નહિ. માટે ગમે તેમ કરીને જ્યાં ત્યાંથી ફરીને પણ તમારી ઇચ્છાને પ્રભુની ઇચ્છામાં મિલાવો એટલે તમારાં દુઃખમાં પણ કંઇક આરામ મળશે.



## આપણે તો ઇન્જીન છીએ, ઇન્જીનિયર તો પ્રભુ છે; માટે તે જેમ કળ ફેરવે તેમ આપણે ચાલવું જોઇએ.

આપણે તો ઇન્જીન છીએ, ઇન્જીનિયર તો પ્રભુ છે. ઇન્જીનિયર જેમ કળ ફેરવે તેમ ઇન્જીને ચાલવું જોઇએ. આગળ ચલાવે તો આગળ, પાછળ ચલાવે તો પાછળ, ધીમું ચલાવે તો ધીમું ને બહુ દોડાવે તો બહુ દોડવું જોઇએ. વધારે ડબા જોડે તો તે પણ ખેંચવા જોઇએ, ખાલી દોડાવે તો પણ દોડવું જોઇએ ને પાટા ઉપરથી ઉતારી નાખે તો પણ તેની મરજી; એમાં ઇન્જીનથી કાંઇ હા કે ના કહેવાય નહિ. તેણે તો જેમ ઇન્જીનિયર કળ ફેરવે તેમ ચાલવું જોઇએ, અને જો એ પ્રમાણે ન ચાલે તો તે સારૂં ઇન્જીન કહેવાય નહિ. તેમજ આપણે પણ પ્રભુની ઇચ્છાને આધીન થવું જોઇએ. જો એવી રીતે પૂર્ણ પ્રેમથી ને સર્વાત્મભાવથી આધીન ન થઇએ તો તે આપણી નાલાયકી છે અને એ પ્રભુથી વિમુખ થવા જેવું છે. પ્રભુએ પણ કહેલું છે કે,—

> ईश्वरः सर्वभूतानां हृद्देशेऽर्जुन तिष्ठति ।
> भ्रामयन्सर्वभूतानि यंत्रारूढानि मायया ॥

અ. ૧૮ શ્લો. ૬૧.

અર્થ:—હે અર્જુન ! સર્વ પ્રાણીઓને દોરી સંચારાથી ચાલતાં પુતળાંની માફક, સર્વના અંતરમાં રહેલો ઇશ્વર ચલાવે છે.

ભાઇઓ! આપણે તો યંત્રનાં પુતળાં જેવાંજ છીએ. આપણને ચલાવનાર તો અનંત બ્રહ્માંડનો નાથ વિશ્વંભર પોતેજ છે,

ત્યારે પછી આપણાં સુખ દુઃખની આપણને ફિકર શી રહી? માટે ભાઇઓ! પૂરો વિશ્વાસ ને પૂરો પ્રેમ આણીને પ્રભુની ઇચ્છાને આધીન થાઓ.



## પ્રભુને આપણી ઇચ્છાઓ સોંપી દઇએ નહિ ત્યાં સુધી કાંઇ પણ આપ્યું કહેવાય નહિ.

આપણે ઇશ્વરને માટે ગમે તેટલી વાતો કરીએ, ગમે એટલો ખર્ચ કરીએ, ગમે એટલાં તીર્થો કરીએ, ગમે એટલાં વ્રતો કરીએ અને ગમે એટલી દોડધામ કરીએ; પણ જ્યાં સુધી આપણી ઇચ્છા તેને આપી દઇએ નહિ, ત્યાં સુધી પ્રભુ ખુશી થાય નહિ, અને તેને કાંઇ પણ આપ્યું કહેવાય નહિ. કારણ કે ઇચ્છામાં સર્વ વસ્તુઓનો સમાવેશ થઇ જાય છે. એટલે જેણે પોતાની ઇચ્છા પ્રભુને આપી, અને પ્રભુની ઇચ્છાને આધીન થવાનું બળ મેળવ્યું તેણેજ ધર્મનો સાર જાણ્યો, અને તેજ આ દુનિયામાં જીતી ગયો એમ સમજવું. કારણ કે જેણે પ્રભુને પોતાની ઇચ્છા આપી તેણે સર્વસ્વ આપ્યું છે. પણ જેણે પોતાની ઇચ્છાને પોતાના અહંભાવમાં રાખીને પછી બીજું જે કાંઈ પ્રભુને આપ્યું તેણે કાંઇ પણ આપ્યું નથી. પ્રભુ આપણી પાસે ધન દોલત માંગતો નથી, પ્રભુ આપણાં બાયડી છોકરાં માગતો નથી, પ્રભુ આપણી કાયાને કષ્ટ આપવાનું કહેતો નથી અને પ્રભુ આપણને ઘરબાર છોડી રાખ ચોળવાનું કહેતો નથી; પણ તે માત્ર આપણી ઇચ્છા તેને આપવાનું કહે છે.

સર્વ શાસ્ત્રોનો એજ સાર છે, ને સર્વ મહાત્માઓનો એજ ઉપદેશ છે કે પ્રભુને તમારી ઇચ્છા અર્પણ કરો એટલે તમારૂં સર્વસ્વ અર્પણ થઇ ચૂક્યું. પ્રભુને આપણી ઇચ્છા આપી દેવી તેનો અર્થ એટલોજ છે કે, જેમ પ્રભુ રાખે તેમ રહેવું. તેમાં હરખ શોક ન કરવો, ને કોઇ પણ સ્થિતિમાં પ્રભુને ન ભૂલવો. એનુંજ નામ ખરી ભકિત છે. માટે ભાઇઓ! આપણી ઇચ્છાઓ પ્રભુને આપી દઇ પ્રભુની ઇચ્છાને આધીન થવાની કોશીશ કરો. એજ ભકિતનું તત્વ છે, ને એજ ભકતની ખૂબી છે કે, પોતાનું પોતાપણું ભૂલી જવું ને પ્રભુમય થઇ જવું.



# સિપાઇઓને જેમ લશ્કરી અમલદારની આજ્ઞા માનવી પડે છે, તેમ આપણે પ્રભુના સિપાઇ છીએ, માટે પ્રભુની ઇચ્છા મુજબ ચાલવું જોઇએ.

લશ્કરી સિપાઇઓની ફરજ શું છે, એ તને ખબર છે? જેમ અમલદાર કહે તેમ વર્તવું, એ લશ્કરી સિપાઇઓની ફરજ છે. અમલદાર દોડવાનો હુકમ કરે ત્યારે દોડવું, ઉભા રહેવાનો હુકમ કરે ત્યારે ઉભું રહેવું, બંદુક મૂકવાનું કહે ત્યારે મૂકી દેવી, બંદુક ફોડવાનું કહે ત્યારે ફોડવી, મારવાનું કહે ત્યારે મારવું, મરવાનું કહે ત્યારે મરવું, પાછા ફરવાનું કહે ત્યારે પાછું ફરવું, લડવાનું કહે ત્યારે લડવું, મિત્રને તેના કોઇ ગુનાહ માટે મારવાનું કહે તેને પણ મારવો, અને દુશ્મનોને બચાવવાનું કહે તો તેને પણ બચાવવા; એ જેમ લશ્કરી સિપાઇઓની ફરજ છે, અને એ ફરજ જે સિપાઇ ન બજાવે તેને જેમ સખ્ત શિક્ષા થાય છે, તેમજ આપણે પણ પ્રભુના સિપાઇઓ છીએ, માટે જેમ પ્રભુ રાખે તેમ રહેવું જોઇએ. તે દુઃખ આપે તો દુઃખ પણ ખમવાં જોઇએ. તે સુખ આપે તો સુખ પણ ભોગવવાં જોઇએ. તે મંદવાડ આપે તો મંદવાડ પણ ખમવો જોઇએ. તે મોટું કુટુંબ આપે તો એ જંજાળ પણ ભોગવવી જોઇએ. તે બચ્ચાં ન આપે તો તેને પણ સંતોષ રાખવો જોઇએ. તે ગરીબી આપે તો તેને પણ ચલાવી લેવી જોઇએ, અને તે મોત આપે તો તેને પણ શાંતિથી આધીન થવું જોઇએ. કારણ કે આપણે તો સિપાઇ છીએ. ધણી તો પ્રભુ છે. માટે જેમ પ્રભુ રાખે તેમ આનંદથી રહેવું જોઇએ. યાદ રાખજો કે જે સિપાઇ સારી રીતે નોકરી બજાવે તેનોજ દરજ્જો વધે છે, અને તેનેજ વધારે પેન્શન મળે છે. તેમજ જેટલે દરજ્જે આપણે પ્રભુની ઇચ્છાને આધીન થશું તેટલુંજ સુખ મેળવી શકશું. માટે જેમ બને તેમ પ્રભુની ઇચ્છાને આધીન થવાની તજવીજ કરો.



## દુઃખથી દીલગીર થવું નહિ.

સમુદ્રમાં જેમ હમેશાં ભરતી ઓટ થયા કરે છે, તેમ મનુષ્યોની સ્થિતિમાં પણ સુખ દુઃખ તો આવ્યાજ કરવાનાં. માટે દુઃખના દહાડા દેખીને ભગતે કોઇ પણ દહાડે હીંમત રહીત થવું નહિ.

સંકટભર્યા બનાવો તો રામ, યુધિષ્ટર, નળ અને હરીશ્ચંદ્ર જેવા માથે પણ બની ગયા છે, ત્યારે માણસ તે તેની પાસે શું ?

સૂરજની પણ એક દિવસમાં ત્રણ દશા થાય છે ત્યારે મનુષ્યને ક્યારેક ક્યારેક કાંઇ ધાર્યાં અણધાર્યાં સંકટ આવી પડે તેમાં નવાઇ નથી.

છપ્પો.

એક દીન ગાડે નાવ નાવમાં એક દીન ગાડું,<br>
એક દીન આણુજ ફરે ફરે નર કોદી ઉઘાડું;<br>
સદા રવિ રહે સાફ આફતે ગ્રહણજ આવે,<br>
રહે સદાય સુકાળ કાળ કદિ અસર જણાવે;<br>
આ દૈવે ખેલ દુનિયાં વિષે, સૌ દીન સરખા નવ રહે,<br>
જ્ઞાની તો સમજી રહે, અજ્ઞાની રોઇ મરે.

કપાયેલું ઝાડ જેમ પાછું કોઇ દિવસ ઉગી નીકળે છે, અને જેમ અમાસનો ક્ષીણ થયેલો ચંદ્રમા પાછો પ્રકાશને પામે છે, તેમ દુઃખ પામેલા મનુષ્યો પણ પાછા સુખના દહાડા દેખે છે, માટે આપણે દુઃખ દેખીને નિરાશ થઇ બેસવાનું નથી.

અંધારી રાત પછી જેમ તરતજ પ્રકાશવાળો દહાડો આવે છે, અને ગાજવીજ તથા તોફાનની પાછળ જેમ સારો વરસાદ પડે છે, તેમ ઘણીક વખત દુઃખ પછી સુખભર્યાં સારા દહાડા આવતા ઘણાકોને જણાય છે, માટે આપણે હીંમત હારવાની નથી.

કવિત.

કબહુક બાગ હાથ, બાજતે નગારે સાથ;<br>
કબહુક પાંઉ પ્યાદે, શિર બોજ સહીએ,

કબહુક મેવા મીસરીકી, અજીરન હોત;
કબહુક મુઠી ભર, ચુનગોજ લહઇએ.
કબહુક આપદ્વાર ભીડ હૈ ભીખારન કી;
કબહુક આપ જાય, પરદ્વાર રહીએ.
હારીએ ન હિંમત, બીસારીએ ન હરિનામ;
જેહી બીધ રાખે રામ, તેહી બીધ રહીએ.

પ્રભુ પોતાના ભગતોને ઉંચે ચ્હાડાવવા ચ્હાય છે, માટે તેની પરીક્ષા લેય છે, પણ નાસ્તીકોને ઉંચે ચ્હડાવવા નથી તેથી પ્રભુ તેની પરીક્ષા લેતા નથી.

જેને ઘા વાગ્યા ન હોય તે બહાદૂર ગણાય નહિ. તેમ જેના માથે દુઃખ પડયું નથી તે ભગત થયા નથી, એમ જાણજો.

દરિયામાં મોજાં આવતાં બંધ થશે ત્યારે સંતો ઉપર આવતાં દુઃખો બંધ થશે.

---

## પ્રભુ આપણને જેવી સ્થિતિમાં રાખે તેવી સ્થિતિમાં આનંદથી રહેવું જોઇએ.

દુઃખથી ડર્યું કેમ કામ આવશે? આપણા ડરવાથી કાંઇ દુઃખ આપણને છોડી દેય તેમ છે? નહિજ. આપણે ટાઢથી બ્હીએ માટે કાંઇ શિયાળોજ ન આવે એમ બને કે? આપણે આગથી ડરીએ માટે કાંઇ દુનિયામાંથી આગ નાબૂદ થવાની છે કે? આપણે રોગથી ડરીએ માટે કાંઇ ઇશ્વરી નિયમો પાળ્યા વિના રોગ ભાગી જવાના છે કે? આપણને ગરીબાઇ ગમે નહિ તે સારૂ કાંઇ પુરૂષાર્થ કર્યા વિના સોનાની ખાણો મળી જવાની છે કે? આપણને મોત ગમે નહિ તે સારૂ કાંઇ અમરપટ્ટો મળવાનો છે કે? અને આપણને જન્મ-મરણના ફેરામાં આવવું ગમે નહિ તે સારૂ કાંઇ પ્રભુને જાણ્યા વિના-પ્રભુની ઇચ્છાને આધીન થયા વિના મોક્ષ મળવાનો છે કે? નહિજ. એ બધાં ને એવાંજ બીજાં ઘણાંએ દુઃખો આ દુનિયામાં છે. એ બધાં દુઃખોનો સેહેલામાં સેહેલો ઉપાય એજ છે કે, ભગવદ્ ઇચ્છાને આધીન થઇ જવું, અને જેમ પ્રભુ રાખે તેમ આનંદથી રહેવું.

જેમ નાટકના ઍક્ટરોને જે વેષ મળે તે તેણે ભજવવો જોઇએ, તેમજ પ્રભુ આપણને જેમ રાખે તેમ આનંદથી રહેવું જોઇએ. બધા ઍક્ટરો જો એમ કહે કે, અમને તો રાજાનોજ વેષ જોઇએ! સિપાઇનો, બાવાનો, વેશ્યાનો કે ભોગળ ભટિયા બ્રાહ્મણનો વેષ અમને નહિ જોઇએ, તો કાંઇ નાટક ચાલે નહિ. કોઇ પણ ઍક્ટરને શું વેષ આપવો તે તો તેના માલેકની મરજી. ઍક્ટરની જે ખૂબી છે તે કાંઇ મોટા વેષ વાઘામાં નથી, પણ પોતાને મળેલો પાર્ટ સારામાં સારી રીતે ભજવવો તેમાંજ ખૂબી છે. હલકા કે ભારે વેષના સામે જોવાનું ઍક્ટરનું કામ નથી; કારણ કે તેની યોગ્યતા પ્રમાણેજ માલેકે તેને વેષ આપેલો હોય છે. ઍક્ટરનું તો એજ કામ છે કે પોતાને જે વેષ મળેલો છે તે ઉત્તમમાં ઉત્તમ રીતે ભજવવો, એ જ તેની ખૂબી છે. તેમ જ આપણને પ્રભુ જે સ્થિતિમાં રાખે તે સ્થિતિને અનુસરતું થઇ જવું ને તેમાંજ આનંદ માનવો, એનુંજ નામ ભગવદ્ ઇચ્છાને આધીન થવું છે; અને એ જ પ્રભુને વહાલું છે. માટે આપણે તો એવાજ બની જવું કે,—

( ભુજંગી. )

પ્રભુને ગમે તે સમે સૌ સહેવું,<br>
સદા રાજી રાજી હૃદયમાં રહેવું;<br>
કદી હેબકી હામ હૈયે ન હારો,<br>
ઘણા કષ્ટ કાળે ઘણું ધૈર્ય ધારો.

---

## કોઇ પણ માણસ આપણું બૂરૂં કરે ત્યારે તેની ઉપર વેર ન રાખતાં એ પ્રભુ ઇચ્છા જાણી શાંત રહેવું.

કુતરાને મારવા કોઇએ પથરો ફેંકયો. એ પથરો કુતરાને વાગ્યો ત્યારે કુતરો તે પથરા સાથે લડયો નહિ, પણ તે પથરો ફેંકનારની સામે ભસવા લાગ્યો. કુતરાને પણ એટલું જ્ઞાન હોય છે કે ફેંકાએલા પથરાનાં વડચકાં ભરવામાં શું વળે? તે ફેંકનારને જાણવો જોઇએ ને તેની સામે લડવું જોઇએ. પણ અફસોસ કે આપણને એટલું પણ જ્ઞાન નથી. જો એટલું જ્ઞાન રાખીએ

તો પછી દુઃખની સામે આપણને થવું પડે નહિ એટલે કે દુઃખોથી દિલગીર થવું પડે નહિ. કારણ કે આપણી ઉપર આવી પડતાં દુઃખો પણ ફેંકાએલા પથરા જેવાંજ છે. તેની સાથે તાણ તોડ ને મુક્કાબાજી કરવામાં શું વળે ? એ દુઃખો આપણને જે આપે છે તેની સામે જોવું જોઇએ. કારણ કે એ દુઃખો કાંઇ પોતાની મેળે પોતાની ખુશીથી આવતાં નથી, પણ પ્રભુના મોકલવાથી તે આવેલાં છે. માટે આપણે દુઃખોની સામે નહિ જોતાં એટલે કે દુઃખોથી દિલગીર નહિ થતાં તે દુઃખો મોકલનારની સામે જોવું જોઇએ. એટલે કે દુઃખોથી બચવા માટે પ્રભુની પ્રાર્થના કરવી જોઇએ અને ભવિષ્યમાં દુઃખો ન થાય એવાં કામો કરવાં જોઇએ એજ બચવાનો રસ્તો છે. દુઃખથી નિરાશ થઇને હારી જવું એ કાંઇ બચાવનો રસ્તો નથી. એ તો ડૂબવાનો રસ્તો છે.

## હરિજનો દુઃખમાં નિરાશ થતા નથી.

તમે જોયું હશે કે જે પક્ષી પાળેલાં હોય છે તેની કોઇ કોઇ વખત પાંખો કાપવામાં આવે છે. શા માટે તેની પાંખો કાપવામાં આવે છે ? પક્ષીઓ ઉપરનાં વેરને લીધે નહિ, પણ તે પક્ષી ઘરમાંથી ઉડી ન જાય માટે તેની પાંખો કાપવામાં આવે છે. એ પક્ષીને દુઃખ દેવા સારૂ નહિ પણ તે ધણીને વ્હાલું છે માટે તેની પાંખો કાપવામાં આવે છે. તેમજ બરાબર યાદ રાખજો કે, જે પ્રભુના વ્હાલા ભકતો હોય છે તેનેજ દુઃખ હોય છે. ધણીનો પ્રેમ છતાં પણ જેમ પક્ષી ઘરમાંથી ઉડી જવા ઇચ્છે છે, તેમ પ્રભુની આપણા ઉપર અનંત દયા છતાં પણ આપણે તેની કૃપામાંથી નીકળી જવા ઇચ્છીએ છીએ. પણ દયાળુ પ્રભુ જબરદસ્તીથી આપણને પોતાના ઘરમાંજ રાખવા ઇચ્છે છે. એટલે સ્વર્ગમાં ને મોક્ષમાંજ રાખવા ઇચ્છે છે. પણ આપણે એવા ભોળા છીએ કે, દુનિયાદારીનાં તુચ્છ સુખો સારૂ સ્વર્ગ છોડો દેવા તૈયાર થઈએ છીએ. તેથી લાચાર થઇને પ્રભુ આપણને દુઃખ આપે છે, એટલે જેમ પાંખ કાપેલું પક્ષી ઘરમાંથી ઉડી જઇ શકે નહિ, તેમજ દુઃખને લીધે આપણે પણ પ્રભુના રસ્તામાંથી બહાર નીકળી શકતા નથી. માટે આજથી સમજી રાખજો કે, દુઃખ એ દુઃખ નથી પણ દુઃખ એ પ્રભુની ઇચ્છા છે.

## બાળકો માગે તે બધું કાંઇ બાપ આપે નહિ પણ જે આપવા જેવું હોય તેજ આપે; તેમજ પ્રભુ પણ જે યોગ્ય હોય તેજ આપણને આપે છે.

આપણે જોઇએ છીએ કે બાળકો પોતાના બાપની પાસે ઘણીએ ચીજો માગે છે, પણ તે બધું કાંઇ બાપ આપતો નથી. જે ચીજ મેળવવાને માટે આપણે લાયક હોઇએ, અને જે ચીજથી આપણને ફાયદો થાય તેમ હોય, તેવીજ ચીજ તે આપણને આપે છે. તેમજ આપણા સમર્થ પિતા પ્રભુ પાસે પણ આપણે ઘણુંએ માંગીએ છીએ પણ તેમાંથી જે યોગ્ય હોય તેજ તે આપણને આપે છે. તેની આગળ આપણે તો અજ્ઞાન બાળક જેવાજ છીએ એટલે વીંછીને પણ પકડવા માગીએ છીએ. સાપની ઉપર પણ ઝડપ નાંખીએ છીએ અને ચાંદાને પણ આપણે ખીસામાં મૂકવા ઇચ્છીએ છીએ. પણ તે આપણો બાપ કેમ કરવા દેય ?

તેમજ સર્વશકિતમાન પ્રભુ આપણા પિતા કરતાં પણ આપણું અનંતગણું વધારે કલ્યાણ સમજે છે ને ઇચ્છે છે. તે આપણને સારી લાગતી પણ તેને મન અયોગ્ય લાગતી આપણી માગણી કેમ પૂરી પાડે ? માટે જ્યારે જ્યારે આપણી માગણીઓ પ્રમાણે થતાં વાર લાગે ત્યારે નક્કી સમજવું કે, કાં તો આપણા હ્રદયમાં એટલી પવિત્રતા ને આપણા મનમાં એટલો ભગવદ્-આવેશ આવ્યો નથી કે જેથી આપણી પ્રાર્થના પ્રભુ પાસે પહોંચી શકે અથવા તો આપણી માગણી અયોગ્ય છે. આવું સમજી જ્યારે આપણી પ્રાર્થનાઓ રદ જાય ત્યારે પ્રભુની વધારે ભકિત કરવી જોઇએ. પણ નિરાશ થઇ વિશ્વાસની દોરીને ઢીલી કરવી નહિ જોઇએ અને ભકિત નહિ છોડી દેવી જોઇએ.

---

## મોત માટે એક ડોશીનો અફસોસ અને એક મહાત્માનો ઉપદેશ.

એક ડોશીને ફકત એકજ દીકરો હતો. તે બીમાર પડયો અને દેવ ઇચ્છાથી ગુજરી ગયો. ડોશી જરા ભેભાગુ જેવી, રજનું

ગજ કરે તેવી અને વેવલી હતી. તેને બહુ વસમું લાગ્યું. એકનો એક જુવાન દીકરો મરી જાય એ કોને સારૂં લાગે? સૌને વસમું તો લાગેજ, પણ આ ડોશીનો વલોપાત તો કાંઇ અદ્દભૂતજ હતો. તેની આંખ્યોનો શ્રાવણ ભાદરવો અને એની છાતીનું કુટવું તો સીતમજ હતું. ગમે તેવા ક્રુર માણસને પણ એ વખતે દયા ઉપજે તેવું હતું, પણ તેમા ઉપાય શું? આપણને દયા આવે પણ કાળને દયા આવે એમ કયાં છે? થોડીવારમાં સગાં વ્હાલાં ભેળાં થયાં અને મુડદાંને સ્મશાને લઇ જવાની ઉતાવળ કરવા લાગ્યાં. પણ ડોશી સમજે નહિ. તે તો પોતાના દીકરાના મુડદાને પકડીને બેઠી, ને કહેવા લાગી કે એ મારો એકનો એક દીકરો મરેજ કેમ? ગમે તેમ થાય પણ હું તેને નહિ લઇ જવા દઉં. ર્હાય તો મને પણ બાળી મૂકો, પણ હું એને બાળવા નહિ દઉં. અરે! કોઇ મારા દીકરાને જીવતો કરો! અરે! કોઇ મારા દિકકરાને જીવતો કરો! જે કહો તે આપું પણ કોઇ જીવતો કરો! આવી રીતે ડોશી વિલાપ કરવા લાગી.

એક તરફ ડોશીનું કલ્પાંત ને બીજી તરફ શબને સ્મશાનમાં લઇ જવાની નાતવાળાઓની ઉતાવળ, તેથી ત્યાં બહુ ગડબડ થઇ રહી. નાતવાળાઓ કહેવા લાગ્યા કે એ રાંડની તો ડાગળી ચસકી ગઇ છે, કાંઇ શબને ઘરમાં ઘાલી રખાય? ગામમાં મુડદું પડયું હોય ત્યાં સુધી સગાંવ્હાલાંઓથી જમાય કેમ? અને પાછા આપણે નાહીએ ધોઇએ કયારે? એ તો રાંડ વેવલી છે, પણ આપણા શું હાલ થાય એ તો વિચારો? બીજાએ કહ્યું કે આપણથી કાંઇ જોર જુલમથી લઇ જવાય? એ તો એ માને ત્યારે જવાય. ત્યારે ત્રીજાએ કહ્યું કે એ ન માને તો એને પણ ભેળી ફૂંકી આવીએ એટલે પીડા પતી! કોઇક દહાડો એને પણ મૂકવા જવું પડશે ના? માટે આજેજ ભેળાભેળું કામ ઉકેલી દઇએ.*

બિચારી ડોશી જ્યારે છાતીફાટ કલ્પાંત કરે છે, ત્યારે નાતવાળાઓ તેનાજ ઘરમાં ઉભા ઉભા આવે પ્રસંગે ન છાજતી

---

* આપણા નાતવાળાઓ એક બીજા તરફ આવા પ્રસંગે પણ કેવી લાગણી બતાવે છે તેનો આ નમૂનો તો જુઓ!

ઉતાવળ કરે છે; ને ન બોલવાના બોલ બોલે છે. એટલુંજ નહિ પણ સ્મશાનની શાંત જગ્યા કે જ્યાં મુવેલાંઓની પાછળ છેવટની ઇશ્વર પ્રાર્થના કરવી જોઇએ અને જેને બાળવા ગયા હોય તેના પુન્યાર્થે તેની પાછળ કાંઇ ભલાં કામો કરવાના સંકલ્પ કરવા જોઇએ, તેને બદલે સ્મશાનમાંજ ચિતાની પાસે ન કરવાની વાતો કરાય છે ને ન કરવાનાં કામો કરાય છે!

આપણા લોકોની ધર્મ સંબંધી લાગણી એટલી બધી બુઠ્ઠી થઇ ગઇ છે કે, સ્મશાનમાં ગયા છતાં ને મુડદાને બળતું જોયા છતાં પણ આપણને સ્મશાનવૈરાગ્ય પણ ઉપજતો નથી. જાણે આપણે તો અમરપટ્ટોજ લખાવીને આવ્યા હોઇએ, એવી રીતે ચિતા પાસે બેઠા બેઠા પણ ગપ્પાં હાંકીયે છીયે; પણ એ કેટલું બધું પાપ છે એ સમજતા નથી, અને આપણાં સગાંઓ ચિત્તામાં ફૂંકાતાં જોયાં છતાં પણ–એક દિવસ આપણે પણ એવીજ રીતે ફૂંકાઇ જવાના છીએ, માટે કાંઇ રૂડું કરી લઇયે, એવો ખ્યાલ આપણા મનમાં આવતો નથી. પ્રભુ! દયા કર! અમારી ઉપર દયા કર!!

ડોશીના ઘર પાસે જ્યારે આવી રીતે ગડબડ મચી રહી હતી, ત્યારે ત્યાં એક સાધુ આવી નીકળ્યો. તેણે કહ્યું કે કયા હૈ? લોકોએ કહ્યું કે, આ બિચારી ડોશીનો એકનો એક દીકરો હતો તે મરી ગયો છે. હવે તેને કાઢી જવો છે પણ ડોશી માનતી નથી. બિચારીની ડાગળી ચસ્કી ગઇ છે. એ તો કહે છે કે કોઇ મારા છોકરાને જીવતો કરો.

સાધુએ કહ્યું, ઉસ્મે કયા બડી બાત હૈ? અબી હમ જીતા કરતા હૈ કીધર હે વો લડકા? એમ કહીને તે સાધુ શબની પાસે ગયો.

ડોશીએ જાણ્યું કે પ્રભુએ મારી દાદ સાંભળી. આ મહાદેવજી બાવાનું રૂપ લઇને આવ્યા છે, તે જરૂર મારા વહાલીયાને જીવતો કરશે. એમ સમજીને ડોશી તો હર્ષમાં આવી ગઇ ને તે સાધુને પગે પડવા તથા ખોળા પાથરવા લાગી.

બે ચાર સવાલો પૂછીને મહારાજ તો કાંઇ મંતર ભણવા લાગ્યા. સૌ ધ્યાનથી જોવા લાગ્યા ને ડોશી રડતી બંધ થઇ

ગઇ. જરાવાર પછી તે સાધુએ કહ્યું કે માઇ! એક રૂપીયા ચાહીએ. ડોશી જરા માલવાળી હતી. તેણે કહ્યું કે, મહારાજ! જો છોકરો સાજો થતો હોય તો એક શું? સો રૂપીઆ આપું. એમ કહી અંદરના બીજા ઓરડામાંથી રૂપીયો લાવવા માટે તે ઉઠી. એટલામાં મહારાજે કહ્યું કે માઇ! તુમેરા ઘરકા રૂપીયા કામ નહિ લગેગા, જીસકા ઘરમેં કોઇ આદમી ન મરા હોવે ઉસકા રૂપીયા ચાહીએ. ઐસા રૂપીયા મીલે તો અબી તેરા લડકા જીતા હોવે.

ડોશીએ જાણ્યું કે એમાં શું મ્હોટી વાત છે, હમણાં ગામ-માંથી રૂપીયો લઇ આવીશ. એમ ધારીને શબની પાસે તે સાધુને બેસાડી દોડતી દોડતી ફળીયામાં ગઇ. જઇને પડોશણને કહ્યું કે, જલદી જલદી એક રૂપીઓ આપો તો મારો છોકરો જીવતો થાય. પડોશણે કહ્યું કે, જો તારો છોકરો જીવતો હોય તો એકને બદલે બે રૂપીયા લેઇ જાની. એમ કહી પડો-શણ રૂપીયો લેવા ઘરમાં ચાલી, એટલામાં ડોશીએ કહ્યું કે, બાઇ! સબુર, તમારા ઘરમાં કોઇ મરી તો નથી ગયું? જો કોઇ પણ મરી ગયું હોય તો તમારા ઘરનો રૂપીયો ન ખપે ત્યારે તે પડોશણે કહ્યું કે મહિના ઉપર મારી સાસું મરી ગયાં છે. ડોશી બીજે ઘેર ગઇ, તેણે કહ્યું કે મારો દાદો મરી ગયો છે. ચોથે ઘેર ગઇ તેણે કહ્યું કે, મ્હારો વર મરી ગયો છે. પાંચમે ઘેર ગઇ તેણે કહ્યું કે મારી વહુ મરી ગઇ છે. છઠ્ઠે ઘેર ગઇ તેણે કહ્યું કે મને કસુવાવડ થઇ ગઇ છે. સાતમે ઘેર ગઇ તેણે કહ્યું કે મારો બાપ મરી ગયો છે. એમ કરતાં આખું ગામ રખડીને બપોર થઇ ગયા, પણ તેને કોઇ પણ માણસ ન મરી ગયું હોય એવું એક પણ ઘર મળ્યું નહિ. એ પછી તે પાસેના બીજા ગામડામાં ગઈ, ત્યાં પણ એમજ. ત્રીજા ગામડામાં ગઇ ત્યાં પણ એવું ઘર ન મળ્યું. પછી ચોથા ગામડામાં ગઇ ત્યાંથી પણ ખાલી હાથે પાછી ફરી.

ચાર ચાર ગામ રખડયા છતાં ને ઘેરે ઘેરે ભટકયા છતાં પણ જેને ઘેર કોઇ પણ માણસ ન મરી ગયું હોય એવું એક પણ ઘર મળ્યું નહિ; તેથી તે ડોશીની ખાત્રી થઇ ગઇ કે મરવું એ તો

જગતનો નિયમજ છે. એટલુંજ નહિ પણ મારી પેઠે હજારો જણનાં છોકરાં મરી ગયાં છે, તે છતાં પણ તેઓ બધાં કઠણ થઇને રહેલાં છે, તેમ મારે પણ કઠણ થઇને રહેવું જોઇએ; એવા વિચારથી તેને જરા ધીરજ આવી.

છેવટ સાત આઠ ગાઉ રખડીને થાકીપાકી લોથપોથ થઇને સાંજે ઘેર આવી, અને સાધુને કહ્યું કે, મહારાજ! તમે માગો છો એવો રૂપીઓ તો કયાંઇ મળતો નથી. હું ચાર ગામ રખડી આવી પણ કોઇ ઘર એવું ન મળ્યું કે જ્યાં કોઇ પણ માણસ મરી ગયું ન હોય. ત્યારે મહારાજે કહ્યું કે, ચાર ગામ તો શું પણ આ દુનિયા જેવી બીજી હજારો દુનિયામાં ફરી વળીએ તો પણ એવું ઘર નહિ મળે. કારણ કે આપણે મરવાને માટેજ જન્મ્યા છીયે. રામ ને કૃષ્ણ પણ ચાલ્યા ગયા, ઇંદ્ર પણ અગણિત થઇ ગયા અને બ્રહ્માનો પણ પાર ન રહ્યો. ત્યારે આપણે તે શું બીસાતમાં? તારા દીકરા સારૂ કરીને કાંઇ પ્રભુના નિયમો થોડાજ ફરી જવાના છે? માટે હવે ફોગટની હાય હોય કરમાં. વૈષ્ણવ જન થઇને શોક શું કરે છે? આપણે શોક કરીએ તો પ્રભુ દિલગીર થાય છે માટે હવે તો ભગવદ્ ઇચ્છાને આધીન થઇને ધીરજ રાખ, ને પ્રભુનું નામ સ્મરણ કર કે જેથી આત્માનું કલ્યાણ થાય.



## જ્યાં સુધી પ્રભુને આપણી ઇચ્છાઓ ન આપીએ ત્યાં સુધી કાંઇ પણ આપ્યું કહેવાય નહિ.

ભાઇઓ! આપણી ઇચ્છાઓમાં આખા જગતનો સમાવેશ થઇ જાય છે; માત્ર જગતનોજ નહિ પણ ત્રણ લોકનો સમાવેશ થઇ જાય છે. તે ઇચ્છાઓને છોડીને, એ હજારો ઇચ્છામાંથીજ થોડી લઇને, તેમાંથી પણ એક એક ચીજ આપણે પ્રભુને આપીએ તેથી પ્રભુ કેમ રાજી થશે, એ વિચાર તો કરો? આપણે દાન કરીએ છીએ, પણ માનની ઇચ્છા તો બાકીજ રહી જાય છે. આપણે સેવા કરીએ છીએ, પણ કમાવાની ઇચ્છા તો બાકીજ રહી જાય છે. આપણે ઠાકોરજીને ભોગ ધરાવીએ છીએ, પણ છોકરાં છૈયાંની ઇચ્છા

તો આપણા મનમાં રહીજ જાય છે. આપણે ગુરૂનો ઉપદેશ સાંભળીએ છીએ, પણ રબ્બર ટાયરની ગાડીમાં બેસી ફરવાના શોખની ઇચ્છા તો બાકીજ રહી જાય છે. આપણે તીર્થો કરીએ છીએ પણ આપણા વેહેવાઇ સાથેના કજીયા તો બાકીજ રહી જાય છે. આપણે અગ્યારસ વગેરે વ્રતો કરીએ છીએ, પણ કામ-ક્રોધની ઇચ્છાઓ તો અંતરમાં હજુ ભરેલીજ હોય છે. આપણે દર્શન કરીએ છીએ, પણ સરકારના ખેતાબ લેવાની ઇચ્છા હજુ આપણે કયાં છોડેલી છે? આપણે ભાજી-રીંગણા ને બટેટાનું શાક તથા અડદની દાળની અગડ રાખી શકીએ છીએ, પણ નાટકો ને નાચ તમાસા જોવાની ઇચ્છાને રોકી શકતા નથી. ભલી બાઇઓ ઠાકોરજીની સેવા કરી શકે છે, પણ કુટુંબ કલેશના ઝગડાઓની ઇચ્છા કયાં તજી શકે છે? પંડિતો ગીતાજીનો પાઠ કરે છે, પણ એ પાઠ કરવા માટેનીજ મજુરી લેવાની ઇચ્છા તેઓએ કયાં છોડેલી છે? વૈષ્ણવો મરજાદ લેય છે, પણ એ મરજાદનાં અભિમાનની ઇચ્છાને તેઓ કયાં છોડી શકે છે? બ્રાહ્મણો શિવપૂજન કરે છે, પણ એ પૂજનનું ફળ વેંહેચી નાખવાની ઇચ્છા તેઓમાંથી કયાં મરી ગએલી છે? ગુરૂઓ ઉપદેશ આપે છે, પણ વૈભવ ભોગવવાની ઇચ્છામાંથી તેઓ કયાં બચેલા છે? સાધુઓ ઘરબાર અને બાયડી છોકરાંઓ છોડે છે, પણ રીદ્ધિ સિદ્ધિની ને નજીવા ચમત્કારની ઇચ્છા તેઓ કયાં છોડી શકે છે? અને માણસો ધર્મનાં કાંઇ કાંઇ કામો કરે છે, પણ તેના બદલા તરિકે લૌકિક ફળ અથવા સ્વર્ગ માગવાની ઇચ્છામાંથી તેઓ કયાં છુટેલા છે?

આવીજ રીતે આપણે સર્વ લોકો પ્રભુને ખાતર કાંઈ કાંઇ કરીએ છીએ તો પણ આપણી બીજી ઘણી ઇચ્છાઓ તો બાકીજ રહે છે, અને આપણી પાસે આપણી તરીકે બીજી વસ્તુઓ રાખીને આપણે પ્રભુને પામીએ એમ તો કદી પણ બનવાનું નથી. કારણ કે પ્રભુનો ઠરાવ છે કે, જયારે આપણે પ્રભુને સર્વસ્વ અર્પણ કરી દઇએ ત્યારેજ આપણે પ્રભુના થઇ શકીએ. માટે એવી રીતે સર્વસ્વ અર્પણ કરવાને સહેલામાં સહેલો ઉપાય એજ છે કે આપણી ઇચ્છાઓ પ્રભુને સોંપી દેવી અને આપણે તો સમજી લેવું કે અમે તો ચીઠીના ચાકર છીએ, માટે જેમ પ્રભુ રાખે તેમ આનંદથી રહેવું.

## આ જગત્માં મોજમજામાં માલ નથી તે વિષે.

ફળના આકારનાં, માટીનાં, લાકડાનાં કે પથ્થરનાં સુંદર રમકડાં જેમ ભુખ મટાડી શકે નહિ, તેમજ મીઠા મીઠા લાગતા આ સંસારના માયિક પદાર્થથી પણ શાંતિ થઇ શકે તેમ નથી.

અગ્નિમાં ઘી હોમવાથી જેમ આગ બુઝાય નહિ પણ ઉલટી વધની જાય છે, તેમ આ સંસારનાં સુખ ભોગવવાથી પણ આપણુને તૃપ્તિ થતી નથી, પણ ઉલટી રોજ રોજ આશા તૃષ્ણા ને હાય હાય વધતી જાય છે.

માછલું જેમ પાણી વિના તરફડે છે, તેમ આપણો આત્મા પણ પ્રભુ વિના તરફડે છે; છતાં પણ આપણે તેને આ દુનિયાદારીના મોહમાં ફસાવીને પ્રભુથી વિમુખ કરી નાખીએ છીએ.

જેને તાવ આવ્યો હોય તેને પાણીની બહુ તરસ લાગે છે, પણ એ વખતે પાણી પીવાથી ઉલટી જેમ તરસ વધતી જાય છે, તેમજ જેમ જેમ આ સંસારનાં વધારે સુખ ભોગવીએ તેમ તેમ એ સુખની તૃષ્ણા વધતી જાય છે.

સમુદ્રનું ખારૂં પાણી પીવાથી જેમ તરસ ન છીપે, તેમ આપણા વ્યવહારનાં ઘરસંસારનાં ગમે એટલાં સુખો ભોગવવાથી પણ કાંઇ શાંતિ મળી શકે તેમ નથી.

આપણાં અહિંના સુખ તે સ્વર્ગનાં સુખની આગળ કાંટાની પથારી જેવાં છે. માટે છેવટ સુધી પણ એ કાંટાની પથારીમાંજ પડયું ન રહેવાય એ સંભાળજો.

જેમ મીઠી નદીનું પાણી સમુદ્રમાં ભળવાથી ખારૂં થઇ જાય છે, તેમ માયિક પદાર્થોના સુખની અસક્તિથી આત્માનું-ઇશ્વરી આનંદનું અલૌકિક સુખ પણ ચાલ્યું જાય છે.

જેમ ખાવાના લોભને લીધે માછલું ફસાઇ જાય છે, તેમ આપણે પણ જરાક વારના સંસારી સુખમાં લોભાઇને અનંતકાળનો ઇશ્વરી આનંદ છોડી દઇએ છીયે.

કરોળીયો બહુ મહેનત કરીને તથા દિવસોના દિવસો ગાળીને જે જાળ બનાવે છે તે જાળને જેમ ઝાડુ કાઢવાવાળી પા મીની-

ટમાં વાળી નાંખે છે, તેમજ આપણે પણ આપણા કાળજાનું તત્ત્વ કહાડી કહાડી અને લોહીનું પાણી કરીને જે કાંઇ બનાવ્યું હોય તેની ઉપર સહેજ વારમાં મોત પાણી ફેરવી દે છે.

પતંગીયું રાત્રિને વખતે ચળકે, દિવસે કાંઇ તેનો ચળકાટ દેખાય નહિ, તેમજ ખીતાબોવાળા અને મ્હોટા લોકો આ દુનિયામાં જરાક વાર શોભે, પણ સ્વર્ગમાં–હરિની હજુરમાં તેઓ કાંઇ દેખાય નહિ.

ભાઇઓ ! આ બધા ઉપરથી સમજો કે, આપણાં અહિંનાં સુખો તે કાંઇ ખરાં સુખો નથી, માટે એમાંથી બની શકે એટલી આસક્તિ ઓછી કરીને જેમ પ્રભુમય થવાય તેમ કરો. કારણ કે આ દુનિયારૂપી મ્હોટી ઇસ્પીતાલમાં દુઃખ, મંદવાડ, અને મરણ તો આપણી જીંદગીની સાથેજ જોડાયેલાં છે; એટલે પ્રભુના ભજન વિના બીજું ખરૂં સુખ અહિં હોયજ કયાંથી ? માટે જરાક વારના મોહમાં અતિશય નહિ ફસાઇ જતાં જેમ જીંદગીની સાર્થકતા થાય તેમ કરો. જેમ આત્મિક આનંદ ભોગવાય તેમ કરો. અને જેમ પવિત્ર પિતા મહાન્ ઇશ્વરનું આનંદદાયક સ્વરૂપ ઓળખાય તેમ કરો.



## ટ્રેન ઉપડી ગયા પછી સ્ટેશન ઉપર રોવું તે શું કામનું ? તેમજ મરી ગયેલાં પાછળ બહુ અફસોસ કરવો તે પણ એવુંજ છે.

એક માણસ પરદેશ જતો હતો. તેને વળાવા તેની મા સ્ટેશન ઉપર ગઇ. એ વખતે પોતાના છોકરાને પરદેશ જતો જોઇ તે રોવા લાગી. છોકરાએ બહુ દિલાસો આપ્યો, પણ ડોશી છાની રહે નહિ. છોકરાએ કહ્યું કે તું ગમે એટલી રો, પણ ગયા વિના છુટકો નથી એટલામાં વખત થયો ને ટ્રેન ઉપડી. ત્યારે તે ડોશી ગાડીને પકડવા લાગી પણ તેથી કાંઇ ટ્રેન અટકે ? પોતેજ તેની સાથે તણાવા લાગી, તેથી અંતે ટ્રેનને છોડી દીધી ને પોતે બહુ હાયપીટ કરીને રોવા લાગી. પણ

ટ્રેન ઉપડી ગયા પછીનું એ રોવું શું કામનું ? ટ્રેન ઉપડી ગયા પછી રોઇને કોને બતાવવું ? જેને સારૂ રોઇએ છીએ તે કાંઇ આપણાં આંસુ લોહી શકે તેમ નથી.

એવીજ રીતે મુવા પછવાડે રોવું તે પણ ટ્રેન ઉપડી ગયા પછી રોવા જેવું નકામું છે. માટે સ્વાર્થનું રોયા કરવાથી કાંઇ ફાયદો થાય તેમ નથી. એવી રીતે રોવું એ તો જનારને માટે અપશુકન છે; જનારનું બૂરૂં ઇચ્છવા જેવું છે; આપણા વ્હાલાંને દુઃખ દેવા જેવું છે, અને પ્રભુની ઇચ્છાને સામે થવા જેવું છે. માટે સજ્જનોએ મુવેલાં પછવાડે રોયા કરવા કરતાં તેના આત્માની શાંતિને માટે અને આપણને દિલાસો મળે માટે તેની પાછળ ધર્મનાં ભલાં કામો કરવાં જોઇએ.

---

## કોઇએ કંઇ ઉછીનો માલ આપ્યો હોય તો પાછો લઇ જાય ત્યારે તેનો અફસોસ ન કરવો જોઇએ.

એક બાઇ હતી. તે બહુ ડાહી, શાન્ત સ્વભાવની અને ધર્મના મર્મો સમજી ગયેલી હતી તેથી તે બહુ શાન્તિમાં રહી શકતી હતી, પણ તેનો ધણી બહુ ઉતાવળા સ્વભાવનો અને મોહવાદી હતો, તેથી નાની નાની વાતમાં પણ તે પોતાનું મન બગાડયા કરતો અને ગુસ્સે થયા કરતો. તેને સુધારવા માટે એ બાઇ ઘણી મહેનત લેતી હતી. એક વખત એ બાઇનો છોકરો માંદો પડયો, અને એ મંદ-વાડમાં એકદમ ઓચિંતો ગુજરી ગયો. એ વખતે તે બાઇનો ધણી ત્યાં હાજર નહોતો, તેથી બાઇને લાગ્યું કે, હવે જ્યારે મારો ધણી સાંજે ઘેર આવશે ત્યારે બહુ મોટું કલ્પાંત કરી મૂકશે અને અતિશય દિલગીર થઇ જશે. તેને સમજાવવા માટે અને દિલાસો આપવા માટે મારે કાંઇક યુક્તિ કરવી જોઇએ. એમ વિચારીને તેણે પોતાના મુવેલા છોકરાના શબ ઉપર કપડું ઢાંકી દીધું અને જાણે તે ઉંઘી ગયો હોય તેવો દેખાવ કર્યો. એ પછી જ્યારે તેનો વર ઘરમાં આવ્યો ત્યારે તેને કહ્યું કે, આજે તો મારે બહુજ કજીઓ થયો છે ને ઘણુંજ તોફાન થયું છે.

એ સાંભળીને તેના ધણીએ કહ્યું કે, શા માટે કજીઓ થયો ? કોની સાથે થયો ?

ત્યારે તે બાઇએ કહ્યું કે, આપણી પાડોસણ પાસેથી એક બહુ કિંમતી દાગીનો હું થોડા વખત માટે ઉછીનો લઇ આવી હતી. તે દાગીનો એ બાઇ આજે મારી પાસે લેવા આવી ત્યારે મેં કહ્યું કે, હમણાં એ દાગીનો હું તને આપીશ નહિ. ત્યારે તે પાડોસણે કહ્યું કે, એ દાગીનો હમણાને હમણા લીધા વિના હું રહીશ નહિ. તેથી મેં એની સાથે બહુ મોટો કજીઓ કર્યો. એ સાંભળીને તેના ધણીએ કહ્યું કે અરે ગાંડી થઇ છે કે શું ? એવી મૂર્ખાઇ તે કાંઇ હોય ? જેનો દાગીનો લીધો હોય તેને તે પાછો આપવોજ જોઇએ. એમાં વળી નવાઇ શું? એવો કજીઓ શા માટે કરવો જોઇએ ? એમાં તો તારીજ ભૂલ છે.

એ સાંભળીને તે બાઇએ કહ્યું કે, તેનો દાગીનો તે માગે ત્યારે પાછો આપી દેવો જોઇએ, એ વાત સાચી; પણ એ દાગીનો બહુ સારો છે, અને મને તે બહુ ગમે છે, એટલે તેને પાછો આપી દેવાનું મારૂં મન થતું નથી તેથી મેં કહ્યું કે, મારો ધણી ઘેર આવશે તે પછી એ દાગીનો તને આપીશ.

ત્યારે ધણીએ કહ્યું કે, એમાં મારૂં શું કામ હતું ? તને બહુ ગમે તે સારૂ કાંઇ કોઇના દાગીનાને જોર જુલમથી રખાય કે? તારા જેવી હોંશિઆર ને ગુણીયલ બાઇડી એટલું પણ ન સમજે? તેં બહુ મોટી ભૂલ કરી છે, અને ફોગટનો કજીઓ કર્યો છે. તારે તે દાગીનો તુરતજ તેને પાછો આપી દેવો જોઇતો હતો. તેને જોરજુલમથી રાખી મૂકવાનો તને કાંઇ પણ હક્ક નથી.

એ સાંભળીને તે બાઇએ પોતાના પતિને કહ્યું કે, જેની મિલકત હોય તેને તે પાછી સોંપી દેવી જોઇએ ને તેમાં દિલગીર ન થવું જોઇએ એ શું સાચી વાત છે? ત્યારે એના વરે કહ્યું કે, એમાં શક શું? આજે તું આવા વિચિત્ર વિચિત્ર સવાલો કેમ પૂછે છે? એક નાનું બચ્ચું પણ સમજી જાય તેવી વાતોમાં પણ તને શંકા કેમ લાગે છે ?

એ સાંભળીને તે બાઈએ પોતાના ધણીને કહ્યું કે, વ્હાલા! હવે તમે તમારો બોલ પાળજો હો. જુઓ! પ્રભુએ આપણને સોંપેલી થાપણ તેણે પાછી લઇ લીધી છે, માટે હવે દિલગીર થશો માં, એમ કહીને તેણે પોતાના છોકરાના શબ ઉપરથી લુગડું ખેસવ્યું અને તે મુડદું પોતાના ધણીને બતાવ્યું. એ જોઇને તેના ધણીને બહુ દિલગીરી લાગી, તો પણ તે બાઈએ અગાઉથી આવી રીતે તેને સમજાવી રાખેલ એટલે તેણે કાંઇ બહુ તોફાન કર્યું નહિ. જો આવી રીતે અગાઉથી સમજાવ્યો ન હોત તો તે માણસ બહુ ગડબડ કરી મુકત અને અતિશય અફસોસ કર્યા કરત.

ડાહી અને ધર્મવાળી બાઈઓ પોતાના પતિને તથા માબાપને અને ભાઇઓને આવી રીતે મોહમાંથી બચાવી લે છે.

---

## સગાં વહાલાંના મરણનો અફસોસ કર્યા કરવામાં રહી જાઓ માં.

બંધુઓ! આ જગત્માં ઘણી ચીજો મોહ ઉત્પન્ન કરે તેવી છે, પણ તે બધી બાબતો કરતાં સગાં વહાલાંનાં મરણનાં પ્રસંગો બહુજ દુઃખદાયક થઇ પડે છે, અને જ્યારે દૈવયોગે એવા અણગમતા દુઃખદાયક પ્રસંગો આવી પડે ત્યારે માણસો પોતાની ધીરજનો ઉપયોગ કરી શકતા નથી. એ વખતે ધીરજ તેઓની પાસેથી સટકી જાય છે, તેથી તેઓ અતિશય દિલગીર થાય છે અને કલ્પાંત કરે છે. એટલુંજ નહિ પણ ઘણા વખત સુધી એમાં ને એમાંજ રહી જાય છે. એમ ન થાય માટે હરિજનો કહે છે કે,—

કોઇ મુસાફર ઘોડે બેસીને પરદેશી જતો હોય, તેનો ઘોડો કદી રસ્તામાં મરી જાય તો એ મુસાફર શું ત્યાંજ બેઠો રહે કે? નહિ તે તો આગળ મુસાફરી શરૂ કરે છે. ભલે તેનો ઘોડો ગમે તેવો સારો હોય, ગમે એટલી મોટી કિંમતનો હોય, ગમે તેવો જુવાન હોય, ગમે તેવો ફાયદો કરી શકે તેવો હોય, અને ગમે તેવો વ્હાલો લાગતો હોય પણ તેને ખાતર કાંઇ મુસાફરથી એજ જગ્યાએ બેઠું રહેવાય નહિ. અને કદી ધારો કે તે મુસાફર ઘોડો મરી ગયો તેજ ઠેકાણે બેઠો રહે તો પણ એથી ફાયદો શું? તેમજ

યાદ રાખજો કે, આ દુનિયા તે એક ધર્મશાળા છે. તેમાં જુદા જુદા મુસાફરો જુદે જુદે વખતે ભેળા થઇ જાય તેમ આપણે સૌ આ મુસાફરખાનામાં મળી ગયા છીએ અને ધર્મશાળાની મુલાકાત તે કેટલો વખત નભી શકે? એ તો થોડા વખતમાં છૂટું પડવું જ જોઇએ. તેમાં કાંઇ નવાઇ નથી. તેમજ આપણાં સગાંવ્હાલાં, મિત્રો તથા પાડોશીઓથી થોડો વખત આગળ કે થોડો વખત પાછળ પણ અંતે છૂટું પડવુંજ જોઇએ, એમાં કાંઇ પણ શક નથી. માટે એવા પ્રસંગે રોવાકળકળવામાંજ નહિ રહી જતાં આગળ વધવાની કોશીશ કરવી જોઇએ.

બીજા કેટલાક ભગતો એમ કહે છે કે, આ સંસાર છે તે પંખીના મેળા જેવો છે. એક ઝાડ ઉપર ઘણી જાતનાં પંખી રાતને વખતે ભેળાં થઇ જાય અને સવારમાં ઉઠીને જુદે જુદે રસ્તે ઉડી જાય, તેમજ આ જગતનો વ્યવહાર પણ છે. કર્મસંજોગે થોડા વખત માટે સૌ મળી ગયા છીએ અને પ્રારબ્ધના ભોગ પૂરા થઇ રહે ત્યારે ફરજીયાત રીતે છૂટા થઇ જવું પડે છે. માટે મનને મજબૂત રાખી જેમ બને તેમ એવે વખતે અફસોસ ઓછો થાય તેમ કરવું જોઇએ.

કેટલાક ભગતો એમ કહે છે કે, આ જગત્ છે તે એક ચાલતી ટ્રેન જેવું છે. તેમાં એકજ ડબામાં ઘણાં માણસો ભેળા થઇ ગએલા છે, પણ તે સૌ પોતપોતાનું સ્ટેશન આવતું જાય તેમ તેમ ઉતરી પડવાના છે અને સ્ટેશન આવી જતાં કાંઇ વાર લાગતી નથી. માટે રેલ્વેમાં બેઠેલા મુસાફરની દોસ્તી કાંઇ ઝાઝી વાર ટકી શકે તેમ નથી, તેમજ લેણાદેણીના સંબંધે આપણે પણ એક કુટુમ્બમાં, એક ઘરમાં, એક પાડોશમાં, એક ગામમાં કે એક જાતમાં આવેલા છીએ; પણ એ બધા સંબંધો કાંઇ છેવટ સુધી ટકી શકે તેવા નથી. પહેલાં કે પછી આગળ પાછળ જવું જ પડશે, એમાં કાંઇ પણ શક નથી. કારણ કે આપણે તો મુસાફર છીએ, માટે એક બીજાનો અફસોસ કર્યા કરવામાં કયાં સુધી રહી જશું? અને કદી દિલગીર થયા કરવામાં ને પાછળ રહી જવામાં બહુ લાંબો વખત ગુમાવી નાંખીએ તો પણ એથી શું ફાયદો? માટે આ બધી બાબતોનો વિચાર કરી મોહને ઓછો

કરવો જોઇએ અને મનને કાબૂમાં રાખતાં શીખવું જોઇએ. કારણ કે જ્યારે આવી બાબતોના બહુ ધક્કા ન લાગે ત્યારેજ મનને શાન્તિમાં રાખી શકાય છે, અને જ્યારે મન શાન્તિમાં રહી શકે ત્યારેજ જ્ઞાન તથા ભક્તિ ગમે છે, અને ત્યારેજ પ્રભુનો મહિમા સમજાય છે, તથા ત્યારેજ પ્રભુનો પ્રેમ ટકી શકે છે. માટે સગાં વ્હાલાંનાં મરણ પ્રસંગે બહુ મોહ ન થઇ જાય, ને એ જાતની દિલગીરીમાં લાંબો વખત ન નીકળી જાય, તથા ત્યાં ને ત્યાં ન પડયું રહેવાય એ સંભાળજો. એજ અમારી વિનંતિ છે.

---

## હરિજને શોક નહિ કરવો જોઇએ-શોકમાં રહેવું તે પ્રભુ સાથે કજીયો કરવા બરાબર છે.

એક માણસે પોતાના બીજા ઓળખાણવાળાને પૂછયું કે હમણાં કેમ દેખાતા નથી? ત્યારે તેણે કહ્યું કે, હમણાં મને શોક છે એટલે બહાર નીકળતો નથી. ત્યારે પેલા માણસે કહ્યું કે, તમે તો બહુ કજીયાખોર દેખાઓ છો? હજુ કજીયો છોડતા નથી? એ સાંભળી શોકવાળાએ અજબ થઇને પૂછયું કે, આ તમે શું બોલો છો? અમે કોની સાથે કજીયો કર્યો? ત્યારે પેલા માણસે કહ્યું કે, તમે પ્રભુ સાથે કજીયો કરો છો પ્રભુએ તમારૂં માણસ લીધું તે સારૂ તમે પ્રભુ સાથે વેર રાખો છો. આપણી દિલગીરી અને આપણા શોકનો અર્થ પ્રભુ સાથે કજીયો કર્યા વિના બીજો શો છે? જે પ્રભુનું હતું તે પ્રભુએ લીધું તેમાં શોક શાનો? ખરી દિલગીરી તો એનું નામ છે કે, મરનાર મરી ગયું તેમ આપણે પણ મોડાવહેલું મરી જવું છે. માટે આપણું મોત સુધારી લેવું. ને ખરી ફરજ તો એજ છે કે, મરનારની પછવાડે આપણા સ્નેહ અને આપણી સ્થિતિ પ્રમાણે રૂડાં કામો કરવાં. કે જે તેને પ્રભુ પાસે મદદગાર થાય અને આપણને ફરજ બજાવ્યાનો દિલાસો મળે. ઘરમાં ભરાઇ રહેવું ને દેવદર્શનથી તથા ભગવદ્સેવાથી–એટલે કે રૂડાં કામોમાં ભાગ લેવાથી અલગ રહેવું એનું નામ કાંઇ શોક નથી, પણ પ્રભુ સાથે વેર બાંધવું છે, એ સૌ લોકોએ બરાબર યાદ રાખવું જોઇએ.



# જગતનાં ખોટાં સુખો વિષે.

એક અજ્ઞાન બાળકને જો સોનામોહોર આપી હોય તો દાંત વડે ચાવીને ફગાવી દેય છે, પણ જો પેંડો કે પતાસું આપ્યું હોય તો તે તેને મીઠું લાગે છે તેથી તે તેને મૂકવા ચાહતું નથી; તેમ આપણે અજ્ઞાની સંસારીઓ પણ સોનામોહોરરૂપી ઇશ્વરસ્મર્ણને લેવા ચહાતા નથી, પણ મીઠા મીઠા લાગતા સંસારી વૈભવો પાછળ ફાંફાં મારતા રહીએ છીએ.

પણ યાદ રાખવાનું છે કે, મોટા વરઘોડા કે ફુલેકાંને ટાણે સોનેરી સામાનથી શણગારેલા ઘોડાને તો થોડી વારજ એ ફુલેકામાં ફરવું છે, પછી તો પાછું અંધારા તબેલામાં જઇને પડવું છે; તેમ આપણા સૌ જીવોને અહિંના સુખ તો થોડીક વારનાંજ છે, ને અંતે તો ચોરાશી અને નર્ક છે.

ધન કે સુખ મેળવવા જઇએ તો ધાર્યા પ્રમાણે મળે નહિં. ને જો કદાપી સારા ભાગ્યે મળી ગયું તો તેટલા દહાડા રહેશે તેનું નક્કી નહિ, અને જો પ્રભુ કૃપાથી તે કદાપી કાયમનું થઇ જાય તો આપણો પોતાનો સદાય રહેવાનો ભરૂસો નહિ, એવા એવા વિચારો કરીને સંત પુરૂષો સંસારી સુખોથી અલગ રહીને આ ફુટેલા ઘડામાં હમેશાં પાણી રહેવાનું નથી, એવું ધારીને સંસારથી અને તેના વૈભવોથી દૂર દૂર રહેતા હતા.

અગ્નિમાં જેમ ઘી નાંખ્યાથી વધારે સળગી ઉઠે છે, તેમ માણસને જગતના વૈભવો પ્રાપ્ત થયા પછી ને કરતાં પણ વધારે વધારે મેળવવાની ઇચ્છા થાય છે

સીકંદર બાદશાહને ઘેરે દુનિયાનો મોટો ભાગ હતો તો પણ મરણ વખતે જે કાંઇ થોડો ભાગ મેળવવો બાકી રહ્યો હતો તેને માટે વાસના રહી ગઇ હતી.

ગરમીથી આવતા તાવના દરદમાં પાણી પીવાની વધારે વધારે ઘાંખના થાય છે, તેમ બીચારા અસંતોષી સંસારીને જીવનગાળાના અંત પર્યંત તૃષ્ણા છૂટતી નથી.

કાચના કટકાને હીરો માની બેસનાર મૂર્ખો જે અંતે પસ્તાઇને કહેવા લાગ્યો હતો કે, મેં તો જાણ્યું કે, આ સાચો હશે,

પણ આ તો ખોટો, અને જાળવી રાખવાની મારી મહેનત બધી ફોગટ ગઈ, તેમ સંસારી માયાવાદીઓનું પણ એમજ થવું છે.

ખોટી બનાવટનાં કરેલાં ફૂલો જેમ દેખાવમાં શોભે છે પણ સુગંધ આપી શકતાં નથી, તેમ જગતના વૈભવો પણ બહારથી સારા સારા ભલે દેખાય, પણ અંતઃકરણને શાંતિ આપી શકતા નથી.

છોકરાઓને રમવા માટે બનાવેલાં આંબા, કેળાં ને જામફળો જેમ ખાવામાં કામ આવતાં નથી, તેમ જગત્‌નાં સુખો પણ જીવને નકામાં છે.

મોટા પુરૂષો કહે છે કે, આ દુનિયાની સઘળી વસ્તુ પ્રભુએ માણસ માટે ઉત્પન્ન કરી છે, પણ માણસનું અંતઃકરણ તો પ્રભુએ પોતા માટેજ ઉત્પન્ન કર્યું છે. માટે આપણા અંતઃકરણમાં સદાય પ્રભુનો વાસ બન્યો રહે ને અખંડ સ્મર્ણ થયા કરે તો એ ઘણુંજ સારૂં છે.

માટે જેને આનંદના સમુદ્રમાં સદાય ઝીલવું હોય તેણે તો સત્‌ચિત્‌ આનંદના સ્મર્ણમાં મચ્યા રહેવું.

પારસમણી અરૂ કામ ધેન, કલ્પ તરૂકી વાડ;
તુલસી હરિકે ભજન બીન, તાતે ભલો ઉજાડ.

અરબ ખરબશેં દ્રવ્ય મીલે, ઉદય અસ્તસેં રાજ,
તુલસી હરિકે ભજન બીન, સબી નરકકો સાજ.

તુલસી સોહી ચતુરતા, રામ ચરણ લયલીન;
પરધન પરમન હરનકું, બેશ્યા બડી પ્રવીણ.

જગત્‌ મિથ્યા વિષે.

જાના હૈ રહનાં નહીં, મરના બીસવા બીસ;
દો દિન દુનિયાં કે લીએ, મત ભૂલો જગદીશ.

કા કરીએ કા જોડીએ, થોડે જીવન કાજ;
છાંડી છાંડી સબ જાત હૈ, દેહ ગેહ ધન રાજ.

એક દિન ઐસા હોયગા, કોઉ કીસીકા નાંહી;
ઘરકી ગાડી કોન કહે; તનકી નાડી નાંહી.

આયા હૈ સો જાયગા, રાજા રંક ફકીર;
 કો સિંહાસન ચઢ ચલે, કો બાંધા જંજીર.
ધન જોબન યું જાયગો, જા વિધિ ઉડત કપૂર;
 નારાયણ ગોપાલ ભજ, ક્યું ચાખે જગ ધૂર?

---

## આ સંસારનાં સુખો સ્વપ્ના જેવાં છે, તે સમજવા માટે એક ભિખારીને લાધેલા સ્વપ્નાની વાત.

એક ભિખારી હતો. તે ભીખ માગતો માગતો એક શેઠીયાના ઘર પાસે પહોંચ્યો, અને ત્યાંથી કાંઇક મળશે એવી આશાએ પાસેની ગલીના ખુણામાં બેઠો. એ ખુણામાંથી સામે શેઠના ઘરમાં નજર પડતી હતી, તેથી તે અંદરની રીતભાત જોવા લાગ્યો. કારણ કે તે ભિખારી મારવાડનાં દુકાળીયાં માંહેલો હતો. તેણે મુંબાઇના શેઠીયાઓના ઘરના વૈભવ કોઇ દિવસ જોયા નહોતા, તેથી એ જોઇને તેને બહુ નવાઇ લાગતી હતી. માટે જ્યાં તે ભીખ માંગવા ગયો હતો, તે શેઠીયાના ઘરની હકીકત ધ્યાન દઇને તપાસવા લાગ્યો. એ વખતે તેને જણાયું કે, નોકરો પોતપોતાના કામકાજ માટે દોડાદોડી કરી રહ્યા હતા. શેઠાણી હીંડોળાખાટ ઉપર બેઠી બેઠી તેમને ધમકાવતી હતી. સુંદર છોકરાંઓ ભભકાદાર લૂગડાં પહેરીને પાસેના બગીચામાં રમતાં હતાં. શેઠીયાને મળવા બહારનાં માણુસો આવ્યાં હતાં તે આગલા હૉલમાં બેઠેલાં હતાં. થોડી વારમાં રબરટાયરની ફૅશનેબલ બે ઘોડાની ગાડીમાં શેઠ આવી પહોંચ્યા. શેઠને જોઇને સૌ ઉભા થયા. એક જણે આવીને શેઠની પાઘડી લીધી, બીજો અંગરખું કાઢવામાં મદદ કરવા લાગ્યો. અંગરખું મૂક્યા પછી તે નોકર બૂટ ઉતારવા લાગ્યો. એ પછી બીડી સળગાવી આરામ ખુરસીમાં પડી ટાંટીયા લાંબા કરી ધૂમાડાના ગોટા ઉડાવતો ઉડાવતો તે શેઠીયો આવેલા માણુસો સાથે જરા મિજાજમાં રહીને કરડાકીથી વાતો કરવા લાગ્યો. તે લોકો બહુ બહુ આજીજી કરીને ઘણી ઘણી નમ્રતાથી અરજ કરવા લાગ્યા, પણ તે શેઠે કહ્યું કે, નહિ; બસ જાઓ. હું તમારૂં માનતો નથી. મને નાહકનો કંટાળો નહિ આપો. હું તમારૂં

કાંઇ પણ સાંભળવા માંગતો નથી. જો હવે પાછી એની એ વાત કરશો તો હું તમને સિપાઇ પાસે ધક્કા મરાવીને અહિંથી કાઢીશ. આ સાંભળી તેઓ નિરાશ થઇને ચાલ્યા ગયા. એ પછી લટકો મટકો કરતે કરતે સુંદર ચાંદીની રકાબીમાં કાંઇક પાકનો કટકો લઇને શેઠાણી આવી, અને ઘાટી દૂધનો પ્યાલો લઇ આવ્યો. તે ઉડાવ્યા પછી માંડીવાળેલ પાનીયાંઓ જેવા પોતાના દોસ્તો સાથે શેઠ ચોપાટ રમવા બેઠા. એ વખતે તેઓમાં જે અલંકારી ભાષા વપરાતી હતી તે એ મોટા લોકોનેજ છાજે, એવા મલિન શબ્દોથી પ્રભુ સૌને બચાવે.

આવી આવી રીતની ઘણી હકીકતો જોયા પછી શેઠના ઘરનાં સૌ જમી રહ્યાં બાદ વધ્યું ઘટ્યું એઠું જુઠું ભેળું કરીને એક ભલો ઘાટી તે ભિખારીને એક પતરાવળી ભરીને આપી આવ્યો. શેઠ કે શેઠાણી કાંઇ એ બાબતમાં ધ્યાન આપે તેમ નહોતાં. તેઓ તો જમીને તુરત પોતપોતાના ઓરડામાં ચાલ્યાં જતાં. શું વધ્યું છે કે શું ઘટ્યું છે? અને તેનો શું ઉપયોગ કરવો? એની તેઓને દરકાર નહોતી. એ પછી એટલું બધું ખાવાનું મળ્યું માટે તે ભિખારી રાજી થતો થતો ને આશીર્વાદ દેતો દેતો ત્યાંથી ચાલી નીકળ્યો ને જંગલમાં જઇ એક કુવા પાસે બેસી ખૂબ ખાઇ પાણી પીને વિચાર કરતો કરતો ત્યાંજ કૂવાની પાળ ઉપરજ સૂઇ ગયો. એ વખતે પેલા શેઠને ત્યાં જોયેલા દેખાવોજ તેની નજરમાં તર્યા કરતા હતા, તેથી તેને એજ બાબતનું સ્વપ્નું આવ્યું, તેમાં એમ લાગ્યું કે:

પોતે સટ્ટો કર્યો. તેમાં મોટો તડાકો પડી ગયો તેથી તે એક મોટો શેઠ બની ગયો છે. ગરીબ લોકો તેની પાસે પોતાની લાચારી બતાવતા બતાવતા કાંઇ કાંઇ બાબતના ફાળા લઇને આવે છે, ત્યારે તે કહે છે કે, જાઓ જાઓ અહીંથી, તમારે બાપે કાંઇ થાપણ બાપણ મૂકેલી છે? તમે ગરીબ છો તેમાં અમે શું કરીએ? ભોગ તમારા કિસ્મતના. તમારા ફાળાને નાંખો જહાનમની ખાડમાં. એવા ફાળા તો મારી પાસે છપ્પનસો આવે છે. તમે નકામી નકામી માથાકૂટ ન કરો, હું એમાં એક દોઢીયું પણ ભરવાનો નથી. મને ત્રાસ ન આપો, નહિ તો મારો મિજાજ

ઠેકાણું નહિ રહે, ને પછી તમને વસમું લાગશે. હું તમને સાફ કહું છું કે, તમારે કોઇ દિવસ આવા ફાળા મારી પાસે લાવવા નહિ. ફાળો લાવનારે કહ્યું શેઠ! તમારી ઉપર ઇશ્વરની કૃપા છે ત્યારે સૌ આવે છે, નહિ તો કોઈ ભાવ પણ પૂછે નહિ. દુનિયામાં તો બીજાં કરોડો માણસો છે, કાં કોઇને ઘેર નથી જતા? શેઠ સાહેબ! જે નશીબદાર હોય તેને ઘેર ભિખારી આવે છે, માટે આમાં કાંઇક ભરવું તો જોઇશે, ભલે ગમે તો બેચાર લાત મારી લો; પણ હું ખાલી જવાનો નથી. સ્વપ્નાવાળા શેઠે સ્વપ્નામાંજ કહ્યું કે અમે કૃપા બૃપા સમજતા નથી. લોહીનું પાણી થાય છે, ત્યારે ધન મળે છે. અમે કાંઇ તમારે માટે અવતાર નથી લીધો. તમો મરી જાઓ તો શું થયું? પણ હું આ વખત એક પાઈ પણ આપવાનો નથી. બધા હરામખાઉજ ભેળા થાય છે. જયાં જઇએ ત્યાં એની એજ વાત કે આપો, આપો ને આપો. પણ આપે તે કયાંથી? તમે બધા અમારાં લોહી ચુસવાજ ભેળા થયાં છો કે બીજો કાંઇ ધંધો છે? જાઓ, જાઓ, તમારૂં મ્હોડું ન દેખાડો. આવું અપમાન કરીને તેને કાઢી મૂકયો, ને પોતાના ખાનગી ઓરડામાં ગયા. ત્યાં શેઠાણી પાસે હીંડોળા ખાટ ઉપર બેસવા ગયાં, ત્યારે શેઠાણીએ કહ્યું કે, જોતા નથી? છોકરાને વાગી જશે, જરા દૂર બેસો. તેથી શેઠ શેઠાણીની પાસેથી ખસવા લાગ્યા. એટલામાં નિદ્રામાં પડખું ફરાઇ ગયું તેથી સ્વપ્નામાં શેઠ બનેલો તે બિચારો ગરીબ ભિખારી કૂવાની પાળ ઉપરથી કૂવામાં પડી ગયો, તેથી તેનાં હાડકાં ભાંગી ગયાં. પણ કાંઇક પુણ્ય આડું આવ્યું તેથી મરતો બચી ગયો.

એ પછી હેબતાઇ ગયેલો તે ભિખારી કૂવાની ભીંતમાંના પત્થરનો ખાંચો પકડી કુવામાં આજુબાજુ જોવા લાગ્યો કે, લટક મટકવાળી શેઠાણી કયાં ગઇ? નોકરો કયાં ગયા? બંગલો કયાં ગયો? હીંડોળા ખાટ કયાં ગઈ? ઘોડા ગાડી કયાં ગઇ? અરે હાય હાય! આ બધું શું થઇ ગયું? હું તો જાણું છું કે આ બધું તદ્દન સાચું છે. પણ અરે અરે! એ તો માત્ર સ્વપ્નુંજ?! અને હું તો હજી ભિખારીનો ભિખારીજ રહ્યો.

એમ વિચારતો તે ભિખારી કુવામાંથી બહાર નીકળવાનાં તરફડીયાં મારવા લાગ્યો.

ભાઈઓ અને બ્હેનો! યાદ રાખજો કે, આપણે પણ એ ભિખારીની પેઠે એક જાતના સ્વપ્નામાંજ છીયે. ફેર માત્ર એટલોજ કે, તે ભિખારીનું સ્વપ્નું જરાક વારનું હતું, અને આપણું ઘણી વારનું છે. પણ અંતે એ ભિખારી પોતાના મોંઠડા સ્વપ્નામાંથી જેમ કૂવામાં પડી ગયો તેમ આપણે પણ આપણા આ મોટા સ્વપ્નામાંથી અંતે કાળના મ્હોડામાં પડવાના છીએ. એ વખતે મોતના કુવામાં પડયા પછી આપણા વૈભવો કાંઇ પણ કામ આવવાના નથી, આપણા મોજશોખ જરા પણ સાથે ચાલવાના નથી. આપણી માલ મિલકત અહિંજ રહી જવાની છે અને આપણી વ્હાલી વસ્તુઓ તથા આપણી માનીતી ગમતો સ્મશાન સુધી પણ આવી શકે તેમ નથી. એ વખતે તો માત્ર ધર્મજ કામ લાગશે, એ વખતે માત્ર પરમાર્થજ આડો આવશે, એ વખતે તો માત્ર આપણા અંતરનો પ્રભુપ્રેમજ જવાબ દઇ શકશે; અને એ વખતે માત્ર મહાન્ પ્રભુનું પવિત્ર નામજ આપણને બચાવી શકશે. માટે ભાઇઓ! છેવટ સુધી સંસારસુખના સ્વપ્નામાંજ પડયું ન રહેવાય એ સંભાળજો, અને પ્રભુને સાથે રાખીને ચલાય તેમ કરજો.



## ભાઇઓ! ભવિષ્યનાં સંકટને યાદ કરીને દુઃખનો બોજો ન વધારો.

ભવિષ્યનાં સંકટને યાદ કરીને દુઃખી થયા કરવું એ ભક્તનું લક્ષણ નથી. એવી રીતે નાહક દુઃખનો બોજો પોતેજ પોતાની ઉપર શા માટે વધારી મૂકવો જોઇએ? આપણે દુઃખોની ગણત્રી એકજ વખતે કરીએ છીએ, એટલે આપણને ઘણાં દુઃખો લાગે છે, પણ આપણે સમજવું જોઇએ કે, બધાં દુઃખો કાંઈ ભેળાં થઇને એકજ વખતે સાથેજ આવતાં નથી. દૈવયોગ પ્રમાણે ને આપણાં કર્મો પ્રમાણે એક એક દુઃખ આવે છે અને તે પણ પોતાના ઉપાય પોતાની સાથેજ લઇને આવે છે. માટે તેને ભગવદ્

ઇચ્છા સમજી, આધીન થઇ, તે મટાડવાના શાંતિથી ઉપાયો કરવા જોઇએ; પણ દુઃખથી કાયર થઇ અછાડા પછાડા નહિ મારવા જોઇએ. કારણ કે એમ કરવાથી કાંઇ દુઃખ ઘટી જતું નથી પણ ઉલટું વધે છે. માટે ગએલાં દુઃખોને યાદ કરીને તથા આવનારાં દુઃખોની ગણત્રી કરીને નાહક દુઃખી થવું નહિ જોઇએ; પણ સમર્થ પ્રભુની અનંત દયા ઉપર વિશ્વાસ રાખી, પ્રભુમય થવું જોઇએ દુઃખને યાદ કર્યા કરવાથી દુઃખ વધે છે ને પ્રભુને યાદ કર્યા કરવાથી દુઃખ ઘટે છે. માટે ભાઇઓ! દુઃખથી બચવા સારૂ પવિત્ર પ્રભુના નામનું સદા સ્મરણ કરો.



## છોકરાંનાં છોકરાંની ફીકર કરીને વિના કારણ શા માટે દુઃખી થાઓ છો? પ્રભુની ઇચ્છાને આધીન થાઓ એટલે એ દુઃખો એની મેળેજ ઓછા થઇ જશે.

એક માણુસ સારી સ્થિતિનો હતો તો પણ તે બહુ ફિકર કર્યા કરતો, ને પોતાની બાયડી પાસે બેશી રોજ રોજ ભવિષ્યનાં દુઃખોની ગણત્રી કર્યા કરતો. તે કહેતો કે, હવે આપણને છોકરાં થશે ને ખર્ચ વધશે. છોકરાંની સગાઇ કરવી પડશે ને વેવાણો ખરાબ મળશે તો પંચાતી. આપણુમાં રીતભાતો વધી ગઇ. એક વહુ લાવતાં ત્રણ હજાર રૂપિયાનો દાગીનો જોઇએ. જો ચાર પાંચ છોકરાં થાય તો ભોગ મળે ના? રોજગાર ઘટી ગયા, રસ કસ ઓછા થયા, વેપારમાં સાર રહ્યા નહિ ને ખરચ વધ્યા જાય છે. હવે કરવું કેમ? મારી મા પણ હવે માંદી સાજી; તે કેસ પણ પાંચ પંદર દિવસે ખોટો છે. એટલે કાંઇ દહાડો પાણી કર્યા વિના ચાલશે? છ મહિના પછી તારી સુવાવડ આવશે ત્યારે વળી પંચાતી. સુવાવડ કરવા કોને બોલાવશું? બ્હેન તો કાંઇ આવે તેમ નથી. એને ને તારે બારમો ચંદ્રમા છે! આવતે વરસ તારો ભાઇ પરણુશે ત્યારે વળી દેશમાં જવું પડશે. મારો કાકો પણ મરવા પડયો છે. કાણે ગયા વિના કાંઇ છુટકો છે? ઉપરા

ઉપર ખરચ, હવે તે કરવું કેમ? શેઠનો છોકરો જુવાન થતો જાય છે તેમ તેમ તેનો મીજાજ ફાટતો જાય છે. એની સાથે પણ વખત જતાં પાધરૂં ચાલે તેમ નથી. નાની બેનનો વર પણ માંદો આવ્યો. તારા બાપનો મીજાજ તો ઓરજ. એની તરફથી પણ કાંઇ દોકડો મળવાની આશા છે? આપણું જુનું ઘર પણ કાંઇ ઉખેળ્યા વિના ચાલે તેમ છે? એ ઉખેળશું ત્યારે બારી મૂકવા સારૂ પાડોશી સાથે કજીયો કર્યા વિના છુટકો નથી. આફત તે કાંઇ થોડી છે? આટલાં બધાં દુઃખ તો કોઇને હોય નહિ. એટલી બધી જંજાળ તે કેમ ખમાય?

આવી રીતે બીજાઓ પાસે ને પોતાની બાયડી પાસે તે રોજ રોજ રોદણા રોયા કરતો, એ ફિકરમાં ઉદાસ રહેતો ને હલકા વિચારો કરતો; તેથી બાયડીને લાગ્યું કે પોતાની મૂર્ખાઇથી વગર દુઃખે દુઃખી થતો આ તો કોઇક દિવસ મફતની ફિકરમાં આપઘાત કરી બેસશે. માટે તેને કાંઇ સમજાવવો જોઇએ. એમ ધારી એક દિવસ બાયડીએ ઘરમાં કાંઇ કામકાજ કર્યું નહિ ને જાણી જોઇને ઉદાસ જેવો ચેહેરો કરીને સૂઇ રહી. રાતે ધણી ઘરમાં આવ્યો, ત્યારે જોય છે તો દીવો કરેલો નહિ, ઝાડુ કહાડેલું નહિ, વાસણ માંજેલાં નહિ, રસોઇ કરેલી નહિ, ને પાણી પણ ભરેલું નહિ. ત્યારે ધણીએ ગુસ્સે થઇને પૂછ્યું કે, આજે શું છે? બાયડીએ કહ્યું કે મારા દુઃખનો પાર નથી. આજે એક બ્રાહ્મણ આવ્યો તો, તે કહી ગયો કે તમારૂં આયુષ્ય સાઠ વરસનું છે, તેમાં હજી તો મને વીસ થયાં, બાકી ચાલીસ રહ્યાં. તે ચાલીસ વરસમાં મારે શું શું કરવું પડશે તેની મેં ગણત્રી કરી તે જરા સાંભળો, પછી મારી ઉપર ગુસ્સે થાઓ. રોજ બે પાલી મને દળવું પડે છે તે મહીનાનું સાઠ પાલી ને વરસનું ૭૨૦ પાલી થયું અને ચાલીસ વરસનું અઠ્ઠાવીસ હજાર ને આઠસો પાલી થયું. રોજ દસ ઘડા પાણી ભરવું પડે છે તે મહીનાનું ત્રણસો ઘડા, ને વરસનું ત્રણ હજાર છસો ઘડા થયું ને ચાલીસ વરસનું એક લાખ ચુમાળીસ હજાર ઘડા પાણી થયું. રોજ બેય વખતનાં મળીને નાનાં મોટાં ચાલીસ વાસણ મને માંજવાં પડે છે, તે મહિનાનાં બારસો વાસણ થયાં. વરસનાં ચાદ હજાર ચારસો થયાં

ને ચાલીસ વરસનાં પાચ લાખ છોંતેર હજાર વાસણ મારે માંજવાનાં થયાં. હવે તમે વિચાર કરો કે અઠ્ઠાવીસ હજાર ને આઠસો પાલી ઘઉં હું કેમ દળી શકું? એક લાખને ચુમાલીસ હજાર ઘડા હું પાણી કેમ ભરી શકું? અને પાંચ લાખ ને છોંતર હજાર વાસણ મારા બાપનો બાપ ને તેનો બાપ આવે તો પણ હું કેમ માંજી શકું? વળી તે બ્રાહ્મણ કહી ગયો કે તમને ચૌદ છોકરાં થશે! એક છોકરૂં હજી તો ત્રણ મહીનાનું પેટમાં છે, એટલામાં તો મરવા પડી છું, ત્યારે ચૌદ છોકરાં? ઓય મારા બાપલિયા? એટલું બધું દુઃખ કાંઇ આપણાથી ખમાય નહિ, એ કરતાં તો મરી જવું સારૂં. ત્યારે ભાઇડાએ કહ્યું કે, રાંડ મૂર્ખી! દિવાની કેમ થઇ ગઇ છે? એ બધું કાંઇ તારે એક દહાડામાં થોડુંજ કરવાનું છે? ચૌદ છોકરાં કાંઇ તારે ભેળાં જણવાં છે? તારે તો રોજના જેટલુંજ કામ કરવાનું છે. એમાં વળી એવી ગણત્રી શાની? ત્યારે બાઇડીએ કહ્યું કે, તમે છોકરાંનાં છોકરાની ફિકર શું કરવા કરો છો? જેમ મારાં વાસણ પાણી મને ખબર નહિ પડે તેમ થઇ જશે, તેમજ તમારાં દુઃખો પણ તમને બહુ ખબર ન પડે તેમ ચાલ્યાં જશે. એમાં ભવિષ્યનાં દુઃખોને યાદ કરીને વિના કારણ શા માટે દુઃખી થાઓ છો? પ્રભુની ઇચ્છાને આધીન થાઓ એટલે દુઃખ એની મેળે ઓછાં થઇ જશે. ભક્તિમાન બાઇડીનો એ ઉપદેશ તેને સચોટ લાગી ગયો, ને તે દિવસથી ભવિષ્યની મુફતની ફિકર તેણે છોડી દીધી; તેમજ આપણે પણ ખોટી ફિકરો ને નાહકનાં દુઃખોને છોડી દઇ જેમ પ્રભુ રાખે તેમ રહેવું જોઇએ. ઇશ્વર ઇચ્છાને પૂર્ણ રીતે સરળતાથી આધીન થવું, એનુંજ નામ ખરી ભક્તિ છે, ને એજ વ્યાવહારિક તથા માનસિક દુઃખોથી બચવાનો ઉત્તમમાં ઉત્તમ રસ્તો છે.

## દુઃખથી દિલગીર નહિ થાઓ, કારણ કે સમુદ્રમાં થતા ભરતી ઓટની પેઠે સુખ દુઃખ પણ જેટલા જોસથી આવે છે તેટલાજ જોસથી પાછાં ચાલ્યાં જાય છે.

જેણે કોઇ દિવસ સમુદ્ર જોએલો નહિ, એવો અજાણ્યો માણસ એક વખત કોઇ બંદરમાં ગયો. એ વખતે ભરતીનો સમય હતો, તેથી પાણીનાં મોજાં ઉછળતાં ઉછળતાં એકદમ આગળ વધતાં હતાં એ જોઇને તે અજાણ્યો માણસ ડરવા લાગ્યો. તેને લાગ્યું કે, જો આવીને આવી રીતે પાણી વધવા લાગે તો થોડા વખતમાં શેહેર ડુબી જાય. આ વાત તેણે પોતાની સાથે આવેલા ભોમિયાને કહી. ત્યારે તે ભોમિયાએ કહ્યું કે, એ ભરતી ઓટની પણ હદ હોય છે. એ કાંઇ શેહેરને ડુબાડવા માટે નથી, પણ સમુદ્રનાં પાણી ચોખાં રાખવા માટે અને કુદરતનાં કામોમાં મદદ કરવા માટે ભરતી-ઓટ છે. હમણાં એ પાણી જેટલા જોરથી આગળ વધ્યું છે, એટલાજ જોસથી થોડીજ વારમાં તે પાછળ હઠી જશે.

એવીજ રીતે આપણાં દુઃખો પણ જેટલા જોસથી આવે છે, તેટલાજ જોસથી ચાલ્યાં જશે, ને સુખોનું પણ તેમજ. એ તો આપણી કસોટીને માટે છે, આપણો નાશ કરવા સારૂ નથી. માટે દુઃખથી ગભરાઇ જવું નહિ જોઇએ, ને સુખથી ઘેલા બની જવું નહિ જોઇએ, પણ જેમ પ્રભુ રાખે તેમ રહેવું જોઇએ, સુખ દુઃખ એ તો ભરતી-ઓટ જેવાં છે. તે તો રોજ રોજ આવે છે ને ચાલ્યાં જાય છે. એની બહુ દરકાર નહિ કરવી જોઇએ, પ્રભુએ પણ કહેલું છે કે,

> **मात्रास्पर्शास्तु कौंतेय शीतोष्णसुखदुःखदाः ।**
> **आगमापायिनोऽनित्यास्तांतितिक्षस्व भारत ॥**

અ. ૨ શ્લો. ૧૪

અર્થઃ—હે અર્જુન! ઇંદ્રિયોને ટાઢું ઉન્હું વગેરે લાગવાથી સુખદુઃખ થાય છે. એ તો આવે ને જાય એવા સ્વભાવનાં છે માટે હે અર્જુન! એ જરાવારનાં સુખદુઃખને તું સહન કર.

આવી રીતે સુખદુઃખ ભોગવી લેવાની પ્રભુની ખુલ્લી આજ્ઞા છે; માટે ઇશ્વર ઇચ્છાને આધીન થઇ વગર બડબડે આપણે સુખદુઃખ સહન કરવાં જોઇએ. જેમ સમુદ્રમાં ભરતી-ઓટ થયા વિના રહે નહિ, તેમ જ્યાં સુધી શરીર છે ત્યાં સુધી દુઃખ પણ થયા વિના રહેવાનાં નથી અને તે ભોગવ્યા વિના પણ છૂટકો નથી. એટલે પ્રભુની ઇચ્છાથી વિરૂદ્ધ થઇ રોતે રોતે ભોગવવાં એ કરતાં ઇશ્વરની ઇચ્છાને આધીન થઈ સ્વાભાવિક રીતેજ ભોગવવાં એ હજાર દરજ્જે સારૂં છે. વ્યાવહારિક લોકોમાં ને ભક્તજનોમાં એજ ભેદ છે કે, અજ્ઞાની લોકો હરખ શોકને આધીન થઇ સુખઃદુખ ભોગવે છે, અને જ્ઞાનીઓ તેને ભગવદ્દઇચ્છા સમજીને સમદૃષ્ટિથી સુખઃદુખ ભોગવે છે. એજ ભક્તોની વિશેષતા છે. માટે ભાઇઓ! એવી વિશેષતા મેળવવાની તજવીજ કરો.

સુખદુઃખ મનમાં ન આણિયે, જીવ સાથેજ જડિયાં,
ટાળ્યાં તે કોઇનાં નવ ટળે, રઘુનાથનાં ઘડિયાં—સુખઃદુખ.



## દુઃખને વખતે હરિજનોની પ્રભુ ખાસ સંભાળ લેય છે.

અમે જોયું છે કે જ્યાં સારો રસ્તો હોય ત્યાં બાપ પોતાનાં બાળકને છૂટું મૂકી દેય છે અને તેની મરજી મુજબ ફરવા દેય છે, પણ જ્યારે ખરાબ રસ્તો આવે છે, ત્યારે તે છોકરાનાં કહ્યાં વિના પણ બાપ તેને સંભાળથી તેડી લેય છે. તેમજ જ્યારે આપણે સારી સગવડમાં હોઇએ અને આપણી મરજી મુજબ સહેલાઇથી ચાલી શકતા હોઇએ, ત્યારે પ્રભુને આપણે માટે ઓછી ફિકર રહે છે. પણ જ્યારે આપણે કાંઇ દુઃખમાં આવી પડીએ છીએ ત્યારે પ્રભુ ખાસ આપણી વધારે સંભાળ રાખે છે. માટે હરિજનોએ દુઃખમાં દિલગીર થવું નહિ ને હિંમત હારી જવી નહિ, પણ એવોજ વિચાર રાખવો કે, આપણા માબાપો પણ જ્યારે આપણે માટે એટલી બધી કાળજી રાખે છે, ત્યારે દયાળુ પ્રભુ આપણે માટે કેટલી બધી ફિકર રાખતો હશે એ ખ્યાલ તો કરો? અને તેમાં પણ હરિજનો માટે તો તેને ખાસ ફીકર હોય છે.

ભકતજનોનાં ચરિત્ર વાંચવાવાળાએ અને સાંભળવાવાળાઓ જાણે છે કે, કોઇ પણ સાચા ભકતને ખરે વખતે પ્રભુએ કદી પણ વિસારી દીધા નથી, અને વિસારી દેય એમ પણ નથી. માટે પોતાના ધર્મ ઉપર વિશ્વાસ રાખીને પ્રભુના હુકમો પાળતા રહો, એટલે પ્રભુ તમોને દુ:ખમાં સહાય થયા વિના રહેશે નહિ. કારણ કે પ્રભુએ આપણને વચન આપેલું છે કે.

न मे भक्तः प्रणश्यति ।

અ. ૯ શ્લો. ૩૧.

અર્થ:—મારા ભકતનો કદી પણ નાશ થતો નથી.

માટે ભાઇઓ! ઘડીક વારનાં દુ:ખમાંથી હારી જઇને કદી પણ પવિત્ર ધર્મની રૂડી ફરજો તજી દેશો માં. જો ધર્મની ફરજો બજાવવામાં દ્રઢ રહેશો, તો પ્રભુ તમોને અવશ્ય મદદ કરશે. ખાસ મદદ કરશે એ નક્કી સમજજો.

( ઠુમરી. )

જે જન ઓધા મોહે ન બિસારે, તાહે ન બિસારૂં છીન એક ઘડી રે. ટેક
મોકું ભજે ભજું મેં વાંકું, કલ ન પડત છિન એક ઘડી રે,
જન્મ મરણકો સંકટ કાટું, રાખું સુખ આનંદ ભરી રે. જે જન૦
સુમરન કીનો દ્રૌપદી રાની, ચીર બઢાયે પ્રભુ આપ હરિ રે,
મહા ભારત ભરવી કે ઇંડા, રાખ લીયો ગજ ઘંટ ધરી રે. જે જન૦
ધ્રુ પ્રલ્હાદ રૈન દિન ધ્યાવે, ગુપ્ત રૂપસો પ્રગટ કરી રે,
ખંભ ફાડ હિરણકશ્યપુ માર્યો, ભકત પ્રલ્હાદકી રક્ષા કરી રે. જે જન૦
અમરીખ ઘર ગયે દુર્વાસા ચક્ર પઠાયે પ્રભુસાર કરી રે,
ભજનહાર ભજું તજનહાર તજું, એસી હમારી પરાપરીરે જે જન૦
પાંચ પાંડવકી રક્ષા કીની, લાખાગૃહમાં સહાય કરી રે,
સૂર કહે ગજરાજ ઓધાર્યો, દયાસિંધુ જદુનાથ હરિ રે. જે જન૦

# આપણી ઉપર ઇશ્વરની અનંત દયા છે તેનો પ્રથમ ઉપકાર માનીને પછી બીજી વધારે કૃપા માગો.

એક બાઇ રોજ રોજ આખો દિવસ જેની તેની પાસે કુથલી કર્યા કરતી કે, "મેં પુરૂષોત્તમ માસનાં એકટાણાં કર્યાં, શ્રાવણ માસના સોમવાર કર્યાં, ચોમાસાની એકાદશી કરી, ડાકોરજીની માનતા કરી, મહાદેવની રૂદ્રી કરાવી, અંબાજીને ઘાટડી ચ્હડાવી, હોળી પૂજવાનું વ્રત કર્યું, તાબુતને નાળીએર માન્યું, અડદની અગડ રાખી, પ્રાચીને પીપળે સરાવ્યું, બ્રાહ્મણો જમાડયા અને રોજ માળા ફેરવું છું, પણ પ્રભુ મારી ઉપર કૃપા કરતો નથી." તેની એ વાત સાંભળીને એક ભકતે પૂછ્યું કે, તમે પ્રભુ પાસે શું માગો છો? ત્યારે તે ડોશીએ કહ્યું કે, મારે એકનો એક દીકરો છે, તેને પરણે દસ વરસ થયાં, વહુની ઉમ્મર પણ ઓગણીસ વરસની થઇ, પણ હજી તેને અધરણી આવતી નથી. હવે હું ઘરડી થઇ, માટે છોકરાનાં છોકરાં જો રમાડી લઉં તો પછી મારાં લાકડાં ટાઢાં થાય. પણ પ્રભુ એટલી કૃપા કરતા નથી.

ડોશીની આ વાત સાંભળીને તે ભક્તને જરા હસવું આવ્યું, અને ઇશ્વરની કૃપા માટે માણસોના આવા વિચાર જોઇને તેને દિલગીરી લાગી તેથી તેણે કહ્યું કે, ડોશીમાં! "કાખમાં છોકરૂંને ને ગામ બધું ગોતો" તેવી તમારી વાત છે. ઇશ્વર કૃપા વિના એક ક્ષણ પણ કેમ રહી શકાય? તમે કહો છો કે ઇશ્વરની કૃપા કયાં છે? અમોને તે મળતી નથી, એ શું સાચી વાત છે? ઇશ્વર કૃપા વિના શું તમોને આ પુણ્ય ભૂમીમાં જન્મ મળ્યો છે? ઇશ્વરની કૃપા વિના શું તમે, આટલી બધી જીંદગી ભોગવો છો? ઇશ્વરની કૃપા વિના શું તમે સાજાં નરવાં રહ્યાં છો? ઇશ્વરની કૃપા વિના શું તમોને ધન મળ્યું છે? ઇશ્વર કૃપા વિના શું તમોને દીકરો મળ્યો છે? ઇશ્વરની કૃપા વિના શું તમારા છોકરાનું લગ્ન થયું છે? ઇશ્વર કૃપા વિના તે વહુ દીકરો તમારી સેવા કરે છે કે? ઇશ્વરની કૃપા વિના તમે મંદિરમાં

ભક્તિ કરવા જઇ શકો છો કે? અને ઇશ્વરની કૃપા વિના તમે સૌ જીવી શકો છો કે? ઇશ્વરની આટલી બધી કૃપા છે તે તો કાંઇ તમારા હિસાબમાંજ નહિ કે? તમારા છોકરાને ઘેર છોકરો આવે તોજ ઇશ્વરની કૃપા કહેવાય કાં? એમ તે મન ધાર્યાં કોઈનાં થયાં છે? પ્રભુએ આટલી બધી કૃપા કરેલી છે તેનું તો કાંઇજ નહિ કાં? એ તો મુફત? એમાં તો કાંઇક તમારો હક હશે એમજ કે? જેણે તમારી ઉપર આટલી બધી કૃપા કરેલી છે તે દયાળુ ઇશ્વરનો કોઇ દિવસ ખરા દિલથી આભાર માન્યો છે કે? અને જે ઇશ્વરનો ઉપકાર માને, તે કાંઈ ઇશ્વરની સામે ફરિયાદ કર્યા કરે કે? બાઇ! તમારી ઉપર આગળ થયેલી કૃપા માટે અને હાલમાં ચાલુ રહેલી છે તે કૃપા માટે પ્રથમ ઇશ્વરનો ઉપકાર માનો, અને પછી બીજી નવી કૃપા માટે પ્રાર્થના કરો, એટલે ઇશ્વર જરૂર તમારી પ્રાર્થના સાંભળશે.

તમે વિચારી તો જુઓ કે આપણી ઉપર પરમ કૃપાળુ ઇશ્વરે જે કૃપા કરેલી છે તે કેટલી બધી છે? આપણને આ ઉત્તમ વર્ણમાં જન્મ આપવાને બદલે કોઇ નીચ વર્ણમાં કે પશુ પક્ષીમાં જન્મ આપ્યો હોત તો આપણે શું કરી શકત? આપણને આ પૂણ્યભૂમિમાં જન્મ આપવાને બદલે અર્બસ્તાનનાં રેતીનાં રણમાં, આફ્રિકાના માણસખાઉ જંગલી લોકોમાં, કે યૂરોપની ઉત્તરના બરફવાળા મૂલકમાં જન્મ આપ્યો હોત તો આપણે કેવી કંગાળ ને દુ:ખી સ્થિતિમાં હોત એ ખ્યાલ તો કરો? કેટલાં બધાં માણસો શરીરની ખોડખાંપણવાળા હોય છે? જેમકે આંધળાં, બહેરાં, લૂલાં, લંગડાં વગેરે. પણ આપણે તેવા નથી એ તો જુઓ? કેટલાં બધાં માણસો રકતપિતિયાં, કોઢિયાં, ક્ષયવાળાં અને બીજી સેંકડો જાતની બિમારીઓવાળાં હોય છે, પણ આપણે તેવા નથી એ કૃપા તો તપાસો? મરકીથી, કૉલેરાથી, તાવથી ને બીજા દરદોથી હજારો માણસ આપણી નજર આગળ ફૂંકાઇ ગયાં ને આપણે હજી સુધી જેવા ને તેવા જીવતા જાગતા બેઠા છીએ એ ઉપકાર તો તપાસો? હજારો મૂર્ખ માણસો કરતાં આપણને ઇશ્વરે કાંઇક સારી સમજશકિત આપી છે તેની સામું તો જુઓ? કેટલાં બધાં માણસો દુનિયામાં અન્ન વિના મરી જાય છે તે તો તપાસો? અને પછી એ પણ જુઓ કે આપણે રોજ રોજ કેવા માલ માલ ઉડાવીએ

છીએ ? એ શું ઇશ્વરની કૃપા વિના છે ? ઘણાં લોકો છોકરાંઓ સારૂ તરફડે છે. આપણે આપણા માબાપનાં છોકરાં છીએ આપણાં મા બાપને એમ તરફડવું પડયું નથી, એ શું ઇશ્વરની દયા નથી કે? આપણા કુટુંબમાં સંપ છે એ શું ઇશ્વરની દયા નથી કે? અને આપણને હવાં, પાણી અજવાળું, ગરમી વગેરે હંમેશાં જરૂર જેટલું મળે છે એ શું ઇશ્વરની કૃપા નથી? ભાઇ! ઇશ્વરની કૃપા-વિના આપણે એક શ્વાસ પણ લઇ શકીએ નહિ, કે એક ક્ષણ પણ જીવી શકીએ નહિ. તમે વિચારી જુઓ કે, ઘરમાં બેઠાં હોઇએ ત્યાં છાપરૂં તુટી પડે તો આપણું શું જોર છે? રસ્તામાં ચાલતા હોઇએ ત્યાં માથે વીજળી પડે તો આપણું શું જોર છે? આગગાડીમાં બેઠા હોઇએ તે ગાડીને અકસ્માત થાય તો આપણું શું ચાલે તેમ છે? ઉજાણીમાં જમવા ગયા હોઇએ ને ખાવામાંથી કૉલેરા થઇ જાય તો આપણું શું જોર છે? રમત ગમતનાં સ્થાનમાં મોજ કરવા ગયા હોઇએ ને ત્યાં આગ લાગે તો આપણું શું જોર છે? રાતે બિછાનામાં સૂતા હોઇએ ત્યાં સાપ કરડી જાય તો આપણે શું કરી શકીએ તેમ છે? અને હવા ખાવા જતાં રસ્તામાં ઘોડો ભડકે તેથી ગાડીનો ભૂકો થાય અને આપણાં હાડકાંનો ખુરદો થાય તો આપણે શું કરી શકીએ તેમ છે? આવી આવી રીતનાં દરેક જોખમમાંથી આજ સુધી ઇશ્વરે આપણને બચાવ્યા છે, એ શું તેની થોડી કૃપા છે? આવી રીતે ઇશ્વરની કૃપા આપણામાંજ ભરેલી છતાં અને આપણી સન્મુખજ પડેલી છતાં તેને બહાર શોધવા જવું એ તો "કાખમાં છોકરૂં ને ગામ બધું ગોતવું" તેના જેવું છે. માટે ભાઇઓ! ઇશ્વરની પાસેથી વધારાની નવી કૃપા મેળ-વવાની ઇચ્છા રાખતાં પેહેલાં અખંડ ચાલુ રહેલી કૃપા માટે ખરા દિલથી તેનો આભાર માનો. માત્ર મ્હોડે થોડા શબ્દો બોલી નાંખવા એમાંજ કાંઇ ઇશ્વરનો આભાર મનાઇ જતો નથી, પણએ આભા-રને દરેક ક્ષણે જીંદગીમાં અનુભવવો જોઇએ, એજ ખરા ભક્તનું લક્ષણ છે.



## પ્રભુ આપણી પાસે જેટલું કરાવવા ઇચ્છે તેટલુંજ આપણે કરવું જોઇએ, એથી ઉલટું કરવાથી મોક્ષ મેળવવાની સરત આપણે હારી જઇયે છીયે.

કોઇ ઘોડાને બહુ દોડતાં આવડતું હોય તેથી તેણે દોડયાજ કરવું એ કાંઇ તેનું સારાપણું નથી, પણ ધણી લગામ ખેંચે તે પ્રમાણે કાબૂમાં રહેવું એજ તેનું સારાપણું છે. સ્વાર ધીમે ચલાવવા ઇચ્છતો હોય ત્યારે જો ઘોડો ઉતાવળો ચાલે, તો એ વધારે ચાલવા છતાં પણ સ્વારની મરજી વિરૂદ્ધ થાય છે, ને તેથી ઘોડાની એ નાલાયકી ગણાય છે. તેમજ પ્રભુ આપણી પાસે જેટલું કરાવવા ઇચ્છે, તેટલુંજ સરખી રીતે કરવું એનુંજ નામ ઇશ્વરેચ્છાને આધીન થવું છે અને એજ પ્રભુને ખુશી કરવાનો માર્ગ છે.

પ્રભુ આપણને ગરીબ રાખવા ઇચ્છતો હોય તો આપણે ગરીબાઇમાંજ મોજ માનવી જોઇએ પ્રભુ આપણી કસોટી માટે અથવા તેના કાંઇ ઉમદા ગુપ્ત હેતુ માટે આપણને કાંઇ અટપટા સંજોગમાં લાવતો હોય તો તેમાં પણ તેની ઇચ્છાને આધીન થઇને આપણે આનંદ માનવો જોઇએ. કારણ કે આપણું ઇનામ માત્ર દોડવામાંજ નથી, પણ લગામના-હુકમના કાબૂમાં રહેવામાં છે. ઘોડાને બહુ લાંબા ચકવામાં ફરવું ગમતું હોય પણ સરત ટુંકા સરકલની હોય તો એ ટુંકા સરકલમાં સરખી રીતે ફરવાથીજ સરત જીતી શકાય, પણ ટુંકા સરકલની સરત છતાં પણ પોતાની બહાદૂરી બતાવવા માટે ઘોડો લાંબુ સરકલ ફરવા જાય તો, વધારે બળ કરવા છતાં પણ, સરતના નિયમ પ્રમાણે કમ્પાઉન્ડની બહાર જવાથી તે સરત હારી જાય છે; કારણ કે એ વખતે સરતનું ઇનામ મ્હોટા ચકવામાં કે ઘણા બળ ઉપર નથી, પણ એ ઇનામ તો સ્વારની મરજી મુજબ ટુંકા ચકાવામાં ફરી શકે તેને માટે છે. તેમજ આપણું ઇનામ પણ ગરીબાઇમાં કે શ્રીમંતાઇમાં નથી, યજ્ઞ કરવામાં કે ઉપવાસો કરવામાં આપણું ઇનામ નથી, બહુ શાસ્ત્રો ભણવામાં કે

છાંટાથી છોવાઈ જવામાંજ કાંઈ આપણું ઇનામ નથી, અને યાદ રાખજો કે આપણું ઇનામ કાંઈ મ્હોટાં મ્હોટાં કામો કરવામાંજ નથી, પણ આપણું ઇનામ તો ભગવદ્દઇચ્છાને આધીન થવામાં એટલે કે જેમ પ્રભુ રાખે તેમ રહેવામાંજ છે. માટે ભાઈઓ ! જો એ મોક્ષધામનું મ્હોટું ઇનામ જીતવું હોય તો સર્વવ્યાપક, સર્વશક્તિમાન, અખંડ આનંદરૂપ પ્રભુને સર્વાત્મભાવથી શરણ થઇ પ્રેમપૂર્વક તેની ઇચ્છાને આધીન થાઓ.



## મ્હોટાં ન્હાનાં કે હલકાં ભારે કામોને નહિ, પણ પ્રભુ આપણી આધીનતાને જુએ છે.

એક શેઠને ત્યાં બે નોકર હતા. તેમાં એક નોકર ઘણું વધારે કામ કરતો હતો, પણ શેઠની ઇચ્છા પ્રમાણે તે ચાલતો નહોતો, તેથી તે પોતાના શેઠની મેહેરબાની મેળવી શકતો નહોતો બીજો નોકર ઘણું ઓછું કામ કરતો હતો, પણ તે પોતાના શેઠની મરજી પ્રમાણે ચાલતો હતો. તેથી તે થોડું કામ કરવા છતાં પણ શેઠનો વ્હાલો હતો. કારણ કે તે શેઠ કામને નહિ પણ આધીનતાને જોતો હતો. તેમજ મહાન્ પ્રભુ પણ માત્ર મ્હોટાં કામોને નહિ પણ આપણી આધીનતાને જુએ છે. એટલે જેનામાં વધારે આધીનતા હોય, વધારે દાસપણું હોય, વધારે ભક્તિભાવ હોય તે થોડું કે ન્હાનું કામ કરતાં છતાં પણ પ્રભુનો કૃપાપાત્ર થઇ જાય છે.

શેઠની ઇચ્છા પ્રમાણે નહિ ચાલનાર નોકર જો કે ઘણું વધારે કામ કરતો હતો, તોપણ તે પોતાના શેઠની પ્રીતિ મેળવી શકતો નહોતો. કારણ કે તે પોતાના કામની મગરૂરીમાં હતો. પણ શેઠ તો પોતાની ઇચ્છા મુજબ થએલું જોવા ચ્હાતો હતો. એટલે વધારે કામ કરવા છતાં પણ શેઠની ઇચ્છા મુજબ ન ચાલવાથી તે નોકર શેઠની મેહેરબાની મેળવી શકયો નહિ તેમજ પ્રભુને માટે પણ આપણે સમજવાનું છે. પ્રભુ આપણી પાસે માત્ર ઘણાં કામો અને મ્હોટાં કામોજ નથી માગતો, પણ તેની ઇચ્છાને

આપણે તન મન ધનથી આધીન થઇએ એટલુંજ તે આપણી પાસેથી માગે છે. માટે વરસોનાં વરસો લાગે અને તોપણ સિદ્ધ થાય કે નહિ એવો મહાન્ યોગ, કઠિન તપ, ખર્ચાળુ યજ્ઞો, અને આડંબરવાળાં વિધિનિષેધનાં લફરાંવાળાં સેંકડો પ્રકારનાં કર્મોની જાળને છોડી, જો ડાહ્યા હો તો સહેલામાં સહેલો રસ્તો પકડી લ્યો. એ સહેલામાં સહેલો રસ્તો એજ છે કે પ્રભુની ઇચ્છાને આધીન થઇ જવું, એટલે કે સર્વાત્મભાવથી પ્રભુને શરણુ થઇ જવું, અને જેમ પ્રભુ રાખે તેમ આનંદથી રહેવું. જો એમ થઇ શકે તો ગમે તેવી સ્થિતિમાં રહ્યા છતાં પણ પ્રભુના કૃપાપાત્ર થઇ શકાય છે. શ્રીકૃષ્ણ ભગવાને કહેલું છે કેઃ—

**तमेव शरणं गच्छ सर्वभावेन भारत ।**
**तत्प्रसादात्परां शांति स्थानं प्राप्स्यसि शाश्वतम् ॥**

અ. ૧૮ શ્લો. ૬૨

હે અર્જુન! સર્વભાવથી પ્રભુનેજ શરણે જા એટલે તેની કૃપાથી તું પરમશાંતિને તથા અચળ સ્થાનને પામીશ.

---

## તપ એટલે શું? આપણા મનની ઇચ્છાઓને રોકવી, તેનું નામ તપ છે.

તપ એટલે શું? મહાત્માઓ કહે છે કે પોતાની ઇચ્છાઓનો ભોગ આપવો, તેનું નામ તપ છે. ઇચ્છાને કેવી રીતે રોકવી તેને માટે કહ્યું છે કે,

એક સાધુને કોઇ ગૃહસ્થે પોતાના ઘેરે ભિક્ષા લેવા આવવા કહ્યું. સાધુએ કહ્યું કે, મને તો આજે દુધપાક ખાવાની ઇચ્છા થઇ છે. તે ગૃહસ્થે કહ્યું કે ત્યારે તો મહારાજ બહુ સારૂં. આજે મારે ઘેરે દુધપાકજ બનાવેલ છે. એ સાંભળી તે સાધુએ કહ્યું કે, હવે મ્હારે દુધપાક નથી ખાવો. ગૃહસ્થે કહ્યું કે મહારાજ! આમ શું કરો છો? હમણાંજ કહ્યું કે મને દુધપાક ખાવાની ઇચ્છા થઇ છે, અને જ્યારે દુધપાક તૈયાર છે, ત્યારે કહો છો કે મ્હારે તે નથી ખાવો! આમ કર-

વાનું કારણ શું ? ત્યારે સાધુએ કહ્યું કે, મને દુધપાક ખાવાની ઇચ્છા થઇ, માટે તે ખાવો નથી. શેઠે પૂછ્યું કે એમ કરવાનું કાંઇ કારણ ? ત્યારે સાધુએ કહ્યું કે, હા, એમ કરવું એનું નામ તપ છે. આપણી ઇચ્છાઓને રોકવી–આપણા મનને મારવું, તેનું નામ તપ છે.

જો મનની ઇચ્છા મુજબ કર્યા કરીએ, તો એ ઇચ્છાઓનો આરો કયાં આવે ? એક ઇચ્છા પૂરી થતાં પહેલાં તેમાંથી બીજી દશ ઇચ્છાઓ પેદા થાય છે, અને એ દશમાંથી બીજી સો થાય છે. પણ એક ઇચ્છાને દાબી દેવાથી બીજી દશ ઇચ્છાને દાબી શકાય છે. માટે આપણી વધતી જતી ઇચ્છાઓને દાબવી–રોકવી, એનું નામ તપ છે. એથી વસ્તુઓનો મોહ છૂટતો જાય છે, વિષયો ફીકા લાગતા જાય છે, ઇંદ્રિયો શાંત થતી જાય છે, અને પ્રભુના રસ્તામાં સહેલાઇથી આગળ વધી શકાય છે. માટે લાચારીને લીધે કદાચ પ્રભુને નામે આપણાથી બીજું કાંઇ ન આપી શકાય તો ફિકર નહિ, પણ આપણી ઇચ્છા તેને આપી દેવી જોઇએ. આપણી ઇચ્છા તેને આપી દઇએ એટલે પછી બીજું કાંઇ પણ આપવાનું બાકી રહેતું નથી અને મન મારવું શીખ્યાથીજ પ્રભુની ઇચ્છાને આધીન થઇ શકાય છે, તથા પ્રભુને આપણી ઇચ્છા આપી શકાય છે. એનું નામજ તપ છે, અને તે સાત્વિક તપ છે. એવી રીતે મનને મારતાં શીખવાથી વ્યવહારના ઘા ખમવા ભારે પડતા નથી અને એવી ખામોશ રાખવાથી જીંદગીમાં સરલતા થઇ પડે છે. આ તપ થોડું ઘણું બધાથી બની શકે એવું છે. માટે ભાઇઓ ! મનને રોકતાં શીખો, મનને રોકતાં શીખો.



## બધા માણસોને કાંઇ મ્હોટા મ્હોટા યજ્ઞયાગ કરવાની જરૂર નથી, પણ ભગવદ્ ઇચ્છાને આધીન થવાની જરૂર છે.

પ્રભુ આપણને એમ નથી કહેતો કે તમારી પાસે સાધનો ન હોય તોપણ, તણાઇ તોડાઇને પણ યજ્ઞ કરો, પ્રભુ આપણને એમ નથી કહેતો કે તમે બાઇડી છોકરાંઓને રખડાવીને ત્યાગી થઇ જાઓ. પ્રભુ આપણને એમ નથી કહેતો કે તમે શિયાળામાં બરફમાં બેસો ને ઉનાળામાં અગ્નિની ધૂણીઓ તાપો, પ્રભુ આપ-

ણુને એમ નથી કહેતો કે તમે ઉપવાસો કરી કરીને ભૂખે મરી જાવો, પ્રભુ આપણુને એમ નથી કહેતો કે તમારા સંસાર વ્યવહારમાં પૂળો મૂકી દો, પ્રભુ આપણુને એમ નથી કહેતો કે તમારા સુખના ફનાફાતીયા કરી નાંખો, અને પ્રભુ આપણુને એમ નથી કહેતો કે તમે વગર કારણે રીબાઇ રીબાઇને મરી જાઓ. પણ તે પરમ દયાળુ, પવિત્ર પિતા તો માત્ર એટલુંજ કહે છે કે, તમારી ઇચ્છા મને સોંપી દો. એટલે કે પ્રભુની ઇચ્છામાં તમે આવી જાઓ. દુનિયાના સર્વે ઉત્તમ ધર્મોનો સાર એજ છે, ને એમાંજ પ્રભુ રાજી છે. મ્હોટા મ્હોટા યજ્ઞ, બહુ બહુ બળિદાન, અને ઘણા ઘણા પ્રકારની દેહકષ્ટી, એ પ્રભુ નથી માગતો પણ તે અખંડ દયાળુ પ્રભુ તે આપણું સર્વદા સુખજ ઇચ્છે છે. ભકતોના સુખમાંજ તે રાજી છે. તે સારૂ તેણે ભગવદ્દઇચ્છાને આધીન થવાનો સ્હેલામાં સ્હેલો ને ઉત્તમમાં ઉત્તમ ધર્મ આપણને આપેલો છે. માટે ભાઇઓ! જમીનના ને આસમાનના માલેક ચંદ્ર સૂર્યના બનાવનાર કોટિ સૂર્યના જેવા તેજોમય, જેની ગતિનો કોઇ પાર પામી શકતું નથી એવા પરમદયાળુ પરમાત્માને શરણે જઇ પ્રેમથી ભગવદ્દઇચ્છાને આધીન થવાનું બળ મેળવો.



## જે કલમથી આપણી મરજી મુજબ સારા અક્ષર ન લખાય તે કલમને આપણે ફેંકી દઇએ છીએ; તેમજ પ્રભુ ઇચ્છા મુજબ આપણે ન ચાલીએ તો આપણા પણ તેવાજ હાલ થાય છે.

કોઇ કોઇ વખત લખતી વખત આપણુને જ્યારે ખરાબ કલમ મળી જાય છે, ત્યારે આપણો મિજાજ કેવો બગડી જાય છે, એ તમે કોઇ દિવસ ધ્યાન દઇને જોયું છે? એ મિજાજ બગડવાનું કારણ શું છે? કારણ એજ કે તે કલમ આપણી ઇચ્છા પ્રમાણે ચાલતી નથી. આપણે ઝીણા અક્ષર લખવા ઇચ્છીએ છીએ ને તે કલમથી જાડા અક્ષર લખાય છે. આપણે ઉતાવળથી લખવા માગીએ છીએ પણ તે

કલમ ઉતાવળથી ચાલતી નથી, અને આપણે સફાઇથી લખવા ચાહીએ છીએ પણ તે કલમ બગડેલી હોવાથી તેનાથી ડાઘ પડતા જાય છે. આમ થવાથી છેવટ લાચાર થઇને એ કલમનું આપણે શું કરીએ છીએ એ તમોને કયાં ખબર નથી? જો તે જરાક બગડી હોય તો તેને કાપી કુપીને સુધારવા મહેનત કરીએ છીએ, અને તેમ છતાં પણ જો તે ન સુધરે તો તેને તોડીને ફેંકી દઇએ છીએ. કારણ કે તે આપણું હથિયાર છે, અને આપણે એ કલમના બનાવનાર છીએ, તેમ છતાં પણ આપણી ઇચ્છા મુજબ તે ચાલતી નથી માટે તેને ફેંકી દઇએ છીએ. આપણે અલ્પ જીવો જ્યારે આપણી ઇચ્છા પ્રમાણે ન થાય ત્યારે જડ કલમ ઉપર પણ એટલો બધો ગુસ્સો કરીએ છીએ, ત્યારે ભાઇઓ! વિચાર તો કરો કે આપણે તો ચૈતન્ય છીએ. બુદ્ધિશાળી છીએ, પ્રભુના નિયમો સમજીએ છીએ, શાસ્ત્રો વાંચીએ છીએ, સત્સંગમાં ભળીએ છીએ, અને આપણા અંતરમાં સદાય કુદરતી રીતેજ ભલી પ્રેરણા થતીજ રહે છે. છતાં પણ તેની દરકાર ન કરી. જાગતાં છતાં પથારીમાં મુતરીએ અને દીવો લઇને કુવામાં પડીએ, એટલે કે ભગવદ્દઇચ્છાને આધીન ન થઇએ તો આપણા પોતાના પણ એ કલમના જેવા હાલ થાય તેમાં શું નવાઇ છે? કલમને જેમ છોલી છોલીને તથા કાપી કુપીને સુધારવાની તક લઇએ છીએ તેમજ પ્રભુ આપણને કેટલાક પ્રકારનાં સુખ દુઃખ આપીને પણ આપણને સુધરવાની તક આપે છે, પણ તેમ છતાં પણ જો ન સુધરીએ તો પછી છેવટ કંટાળીને આપણે જેમ કલમને ફેંકી દઇએ છીએ, તેમજ પ્રભુ પણ દિલગીર થઇને અંતે આપણને નરકમાં નાંખે છે. કારણ કે જેમ આપણી ઇચ્છા મુજબના અક્ષરો લખવા સારૂ આપણે કલમ બનાવીએ છીએ, તેમજ પ્રભુએ પોતાના ઇચ્છા મુજબની ફરજો બજાવવા સારૂજ આપણને બનાવ્યા છે. અને તે સારૂજ આ દુનિયામાં આપણને મોકલેલા છે. માટે ભાઇઓ! જેમ બને તેમ ભગવદ્દઇચ્છાને આધીન થાઓ, અને પ્રભુના હુકમો પાળો.



## આંધળા માણસે પોતાના દોરનારને આધારે રહેવું જોઇએ, તોજ તે સલામતીથી આગળ વધી શકે; તેમજ આપણે પણ આપણી દોરી પ્રભુના હાથમાં સોંપવી જોઇએ.

જો આંધળો માણસ તેના દોરનારને આધારે રહે, તોજ તે સલામતીથી આગળ વધી શકે છે; પણ દોરનારની જો તે દરકાર ન કરે તો દરેક પળે તેને ફિકર રહે છે, અને ભૂલો પડી જાય છે તથા વખતે ખાડામાં પડી જાય છે. એવીજ રીતે આંધળાં માણસની પેઠે આપણે પણ અજ્ઞાની છીએ. પ્રભુની માયાનો પાર પામી શકાય તેમ નથી; એટલે જો આપણને દોરનાર પ્રભુને છોડી આપણી મરજી મુજબ ચાલીએ તો માયાના ચક્કરમાં ફસાઇ ગયા વિના રહીએ નહિ. અને જો માયામાં ફસાઇ જઇએ તો ચોરાશી લાખના ફેરામાં પડી જઇએ. એમ ન થાય માટે આપણી દોરી પ્રભુના હાથમાં સોંપવી જોઇએ. પ્રભુના હાથમાં આપણી દોરી સોંપી દેવાથી આપણે નિર્ભય થઇ જઇએ છીએ અને વખતસર ધારેલા મુકામે સલામતીથી પહોંચી શકીએ છીએ. જેમ આંધળો પોતાના દોરનારની દરકાર ન કરે તો રખડી પડે છે, તેમજ આપણે પણ ધર્મના કામમાં અને પ્રભુના રસ્તામાં મહા અજ્ઞાની છતાં પણ આપણી દોરી જો સમર્થ પ્રભુના હાથમાં નહિ સોંપીએ તો કદી પણ શાંતિ મેળવી શકશું નહિ અને કદી પણ ખરૂં સુખ પામી શકશું નહિ. માટે ભાઇઓ! પ્રભુના ચરણના શરણનું બળ ધરો અને આપણી દોરી દયાળુ પ્રભુના હાથમાં સોંપી દો; એટલે તે કરૂણાનો ભંડાર આપણું કલ્યાણ કરશેજ.

---

## દુઃખની ખુબી. દુઃખ ઉપર સ્વાર થતાં આવડે તો કામ થઇ જાય છે.

દુઃખને વખતે દીલાસો રાખવા માટે તથા દુઃખમાંથી પણ કાંઇક લાભ લઇ લેવા માટે જેટલા દાખલા આપીએ તેટલા થોડાજ છે. કારણ કે દુનિયામાં ખરેખરૂં જેટલું દુઃખ છે તે

કરતાં ઘણુંજ વધારે દુઃખ લોકોએ માની લીધેલું છે. એટલુંજ નહિ પણ કરોડો લોકો દુઃખનું ખરૂં સ્વરૂપ જાણતાજ નથી, તેથી દુઃખથી અતીશય ડર્યા કરે છે. એનું પરિણામ એ થાય છે કે, જેઓ દુઃખથી દબાઈ જાય છે તેના બૂરા હાલ થઇ જાય છે, અને જે દુઃખની ઉપર ધણીપણું કરી શકે છે તેને દુઃખ બહુજ મદદગાર થઇ પડે છે. માટે દુઃખની ઉપર સ્વાર થતાં આવડવું જોઇએ. એ વાત બરાબર રીતે શીખવવા માટે એક ભક્તરાજ મહારાજ હરિજનોને સમજાવતા હતા કે,

વીજળીની ટ્રામ ઝપાટાબંધ ચાલી જતી હોય તે ટ્રામની ઉપર જો આપણે ચ્હડી બેસીએ તો બહુ જલદીથી ધારેલે ઠેકાણે પહોંચી જઇએ છીએ પણ ટ્રામમાં બેસવાને બદલે જો એજ ટ્રામની નીચે પડી જઇએ તો તુરતજ કચરાઇ મરીએ છીએ, અગર હાથ પગ કે શરીરનું બીજું કોઇ એકાદું અંગ ગુમાવી બેસીએ છીએ, અને મંદવાડનો ખાટલો નાખવો પડે છે. હવે જુવો કે ટ્રામની નીચે પડી જવાથી જ્યારે આવા હાલ થાય છે, ત્યારે ટ્રામના ઉપર બેસી જવાથી પાંચ સાત માઇલ દૂર જવું હોય ત્યાં પણ ફક્ત થોડીકજ મીનીટોમાં આનંદપૂર્વક પહોંચી શકાય છે, ને તેમાં જરાએ પરિશ્રમ પડતો નથી. બંધુઓ! આ દાખલો આપીને હું તમને એમ સમજાવવા ઇચ્છું છું કે દુઃખ છે તે વીજળીની ટ્રામ જેવું છે, તેની ઉપર જો તમોને સ્વારી કરતાં આવડશે તો તમે બહુ જલદીથી તમારા કલ્યાણના રસ્તામાં આગળ વધી શકશો, પણ એને બદલે જો તમે દુઃખની નીચે દબાઇ જશો તો તમારા બહુ ભુંડા હાલ થઇ જશે. માટે હું જે તમને શીખવવા માગું છું તે એ છે કે, કોઇ પણ જાતના દુઃખથી તમારે કદી પણ કાયર થવું નહિ, કે હીંમત હારવી નહિ; પણ જેમ બને તેમ દરેક જાતના દુઃખ વખતે ખૂબ મજબૂતી રાખવી, અને દુઃખમાંથી પણ કાંઇક ખાસ લાભ મેળવી લેવાય તેમ કરવું જોઇએ. કારણ કે બીજા સામાન્ય લોકોના કરતાં હરિજનોમાં જે વિશેષતા છે તે એજ છે કે, તેઓ દુઃખથી દબાઇ જતા નથી, પણ તેઓ પોતાની ઉપર આવી પડેલાં દુઃખની ઉપર સ્વાર થઇ શકે છે.

દુઃખની ઉપર સ્વાર થવું એટલે શું? એનો અર્થ એજ છે કે, જ્યારે દુઃખ આવી પડે ત્યારે તેથી દીલગીર થઇ જવું નહિ, તેની

ચિંતા કર્યા કરવી નહિ, પોતાની ફરજો ચુકવી નહિ, અને પોતાના મનને ઢીલું પડવા દેવું નહિ, તથા પોતાના નસીબનો કે દેવનો દોષ કાઢવો નહિ; પણ આર્ત્રાપૂર્વક રીતે એમ સમજી લેવું કે આપણને કાંઇક મદદ કરવા માટેજ આ દુઃખ આવેલું છે. માટે તેનો કાંઇક ખાસ લાભ લઇ લેવો જોઇએ. બીજું એમ પણ સમજી લેવું કે, દુઃખની મારફત પણ હરિજનો ઉપર પરમકૃપાળુ પરમાત્માની કૃપા ઉતરી શકે છે. દુઃખની મારફત પણ નસીબ ખુલી શકે છે અને બહુ લાંબો માર્ગ દુઃખની મદદથી બહુ ટુંકા વખતમાં કાપી શકાય છે. એટલુંજ નહિ પણ આપણી અંદર દબાઇ રહેલા ઘણાએ સદ્‌ગુણો દુઃખને લીધે ખીલી નીકળે છે માટે આ બધી બાબતો સમજીને દુઃખને વખતે પણ ધીરજ રાખવી, અને દુઃખમાંથી પણ કાંઇક કામ કાઢી લેવું. તેનું નામ દુઃખની ઉપર સ્વારી કરવી છે. અને દુઃખને આવેલું જોઇને અગર દુઃખ આવવાનું છે એમ જાણીને ભયભીત થઇ જવું, દીલગીરી કર્યા કરવી, જેની તેની આગળ દુઃખનાં રોદણાં રોયા કરવાં, અને દુઃખના વખતમાં કોઇ પણ જાતનું કામ કરવું સૂઝે નહિ તથા પોતાની ફરજોનું પણ ભાન રહે નહિ તેનું નામ દુઃખની નીચે પડી જવું છે. અને જે આવી રીતે દુઃખની નીચે આવી જાય તેઓ દુઃખના ભારથી કચરાઇ મરે છે, અને જેને દુઃખની ઉપર રહેતાં આવડે તેને ઘણી જાતના ફાયદા થઇ જાય છે. માટે હે હરિજનો ! મારી તમને એવી ભલામણ છે કે, તમે દુઃખથી કાયર થશો માં. જેમ આકાશ વાદળાં વિનાનું હોય નહિ તેમજ દુનીયા દુઃખ વિનાની હોય નહિ. દુનીયામાં દુઃખ તો રહેવાનાંજ, માટે દુઃખમાંથી પણ સુખ મેળવી લેવાય તેમ કરજો, અને દુઃખ વખત પણ પોતાનો ધર્મ પાળવામાં ભૂલ ન થાય એ સંભાળજો. જો એમ કરી શકશો તોજ તમારી ભક્તિ ટકી શકશે, ને તોજ તમારી ઉપર પ્રભુ રાજી રહેશે. માટે દુઃખનો લાભ લેવાય તેમ કરજો, દુઃખનો સદ્‌ઉપયોગ થાય તેમ કરજો.



## દુઃખને યાદ કરી કરીને રોયા કરવાથી પ્રભુથી વિમુખ થવાય છે.

આપણે જોઇયે છિયે કે, ઘણીએ બાઈઓ બહુ ભક્તિમાન હોય છે, બહુ ધર્મભાવવાળી હોય છે, બહુ ભલી લાગણીની હોય છે, બહુ નિયમો પાળવાવાળી હોય છે, બહુ સેવા કરનારી હોય છે, અને દેહનું બહુ કષ્ટ સહન કરનારી તથા એ ખાતે બહુ વખત રોકનારી હોય છે, છતાં પણ તેઓની પાંપણમાં પાણી હોય છે. એથી પરિણામ શું થાય છે એ તમને ખબર છે? જરાક પાણી કાચા રંગનાં બહુ સારાં ચિત્રોને પણ ભુંસી નાંખે છે, તેમ આપણી ધર્મભાવનાનાં શરૂઆતનાં અધૂરાં અધૂરાં મીઠડાં ચિત્રોને આપણી આંખનાં આંસુઓ ધોઇ નાંખે છે. જેમ કરોળીયાએ પોતાના કાળજામાંથી લાળ કાઢી કાઢીને મહા મુશ્કેલીએ નાનકડું જાળું બાંધ્યું હોય, તેને કાંઇ પણ મહેનત વિના સ્હેજમાં ઝાડુ કાઢનારી તોડી નાંખે છે, તેમજ દુનિયાદારીના મોહ માટે આપણી આંખમાંથી પડતાં આંસુઓ, અને આપણા મનની દિલગીરી આપણી ધર્મભાવનાને ધોઇ નાંખે છે. કારણ કે આપણા સ્વાર્થને ખાતર રોયા કરવું એનો અર્થ શું? મહાત્માઓ કહે છે કે, એનો અર્થ પ્રભુ સામે થવું એજ છે. આપણી આંખમાંથી આપણા સ્વાર્થનાં આંસુ પાડવાં એનો અર્થ એજ કે, આપણામાં ધર્મનું બળ એટલું ઓછું છે. દુનિયાદારીનાં ઘડીકવારનાં નજીવાં દુઃખો માટે આપણી આંખમાંથી આંસુ પાડવાં એનો અર્થ એજ કે, જેવો જોઇએ તેવો પ્રભુમાં આપણને વિશ્વાસ નથી. જગતની અને દેહની સાથે જોડાએલાં સ્વાભાવિક દુઃખો માટે રોયા કરવું એનો અર્થ એજ કે, જગતનું મિથ્યાપણું ને મહાન્ પ્રભુનો મહિમા આપણે સમજ્યા નથી. સ્થિતિના ફેરફારથી ને સંજોગો બદલાઇ જવાથી રોયા કરવું એનો અર્થ એજ કે, આપણે ભગવદ્-ઇચ્છાને આધીન થઇ શકતા નથી. આપણા મનમાં ભરાઇ ગયેલા કામ, ક્રોધ કે લોભની તૃપ્તિ ન થાય તે સારૂ રોયા કરવું એનો અર્થ એજ કે, હજી સુધી આપણને જેવો જોઇએ તેવો ઇશ્વર ગમતો નથી, અને જે દુઃખો આપણાથી અટકાવી શકાય તેવાં નથી તેને માટે રોયા કરવું એનો અર્થ એજ કે, આપણે આપણાં

શાંતિદાયક પવિત્ર ધર્મને બરાબર સમજ્યા નથી, ને એ ધર્મ પાળવાનું બળ હજી આપણે મેળવ્યું નથી. આવી કાચી સ્થિતિમાં રહી મનને દિલગીરીમાં રાખી આંખમાંથી દડ દડ આંસુ પાડીએ તે ગરમ આંસુ શરૂઆતની આપણી ધર્મભાવનાનાં અધૂરાં અધૂરાં ચિત્રોને ભુંસી નાંખે તેમાં નવાઇ શું? માટે એ ભાઇઓ ને બ્હેનો! યાદ રાખજો કે, આપણાં ગરમ આંસુઓ એ સખતમાં સખત ઝેરી તેજાબ કરતાં પણ વધારે ખરાબ છે. કારણ કે તે દુઃખમાંથી પેદા થાય છે. અને પ્રભુના વિરોધી થવાથી એટલે કે પ્રભુના નિયમો નહિ પાળવાથી તથા પ્રભુનો મહિમા નહિ સમજવાથી દુઃખ પેદા થાય છે. એટલુંજ નહિ પણ દુઃખ પાપ તરફ ખેંચે છે, અને પાપ નરક તરફ ખેંચે છે. માટે ભગવાનના આશરાના બળવાળા ને ભગવદ્દઇચ્છાને આધીન થનારા હરિજનો કદીપણ દિલગીર થતા નથી. કારણ કે તેઓ સમજે છે કે, આપણાં દુઃખનાં આંસુઓ આપણા વિશ્વાસને ઢીલો કરી નાંખે છે, આપણાં આંસુઓ આપણા પ્રભુપ્રેમને તોડી નાંખે છે, આપણાં આસુઓ આપણાં ઇશ્વરી જ્ઞાનને ઉડાવી દે છે, આપણાં આંસુઓ આપણી પવિત્રતાને ઝાંખી કરી નાંખે છે. આપણાં આંસુઓ આપણા અંતરના મંદ વૈરાગ્યને કાઢી મૂકે છે, આપણાં આંસુઓ આપણી જીંદગીની મીઠાશ લૂંટી લે છે, આપણાં આંસુઓ આપણા શરીરનો રસકસ લૂંટી લે છે, અને આપણાં આંસુઓ આપણને પ્રભુથી વિમુખ કરે છે; કારણ કે જેમ જરાક ખટાઇ ઘણા દૂધને બગાડી નાંખે છે, તેમ થોડીક દિલગીરી પણ આપણા અંતરના ધર્મને બહુજ બગાડી દે છે. જેમ જરાક અગ્નિ ઘાસના મોટા ઢગલાને બાળી દે છે, તેમ થોડીક દિલગીરી પણ આપણી ધર્મભાવનાને હલાવી દે છે અને જેમ જરાક જેટલો લસણનો વઘાર બહુ દૂર સુધી દુર્ગંધી ફેલાવી દે છે, તેમ આપણાં થોડાંક આંસુઓ આપણી ઘણીએ ઉત્તમ ભાવનાઓને મ્હોટો ધક્કો પહોંચાડી દે છે. એટલુંજ નહિ પણ જેમ તેલ ને પાણી એકરૂપ થઇ શકે નહિ, તેમજ દિલગીરી કદીપણ ધર્મની સાથે મળી શકેજ નહિ. માટે એ ભાવિક ભાઇ બ્હેનો! પાંપણમાંજ પાણી રાખતાં જરા વિચારજો. દુઃખોની ગણત્રી કર્યા કરવામાંજ દહાડાઓ કહાડતાં જરા સંભાળજો. જેની તેની આગળ વારેવારે દુઃખનાં રોદણાં રોયા કરતા પહેલાં જરા પવિત્ર ધર્મ સામું જોજો. અને એ યાદ રાખજો.

કે, બહુ દેવદર્શન કરીએ, ન્હાવા ધોવામાં સૌ કરતાં સરસ થઇએ, અને બહારના આચારમાં તથા મગજની હોશિયારી બતાવવામાં બહુ વધી જઇએ તોપણ જ્યાં સુધી અંતરમાં દિલગીરી રહે ને આંખમાં આંસુ રહે ત્યાં સુધી પ્રભુ આપણી સેવા અંગીકાર કરતા નથી. કારણ કે જ્યાં સુધી આપણું એવું કાચું મન હોય ત્યાં સુધી આપણી ભાવનાઓ ઠરતી નથી, ત્યાં સુધી આપણો વધતો વિશ્વાસ જામતો નથી, ત્યાં સુધી આપણો પ્રેમ વધતો નથી, ત્યાં સુધી આપણને ચોખ્ખું જ્ઞાન થતું નથી, અને ત્યાં સુધી આપણી ભક્તિ આપણને ફળીભૂત થતી નથી. માટે જો સર્વશકિતમાન અનંત બ્રહ્માંડના નાથ મહામંગળકારી સદા સુખરૂપ શાંતિદાતા પવિત્ર પિતા સચ્ચિદાનંદ પરમાત્માનો આનંદ લુંટવો હોય, અને તેની સાથે તાર મિલાવવો હોય તો જેમ બને તેમ તમારા અંતરમાંથી દુઃખ ઓછું થાય તેમ કરો.



## ઘણા માણસોને એક બીજા સાથે બનતું નથી તેથી કલેશ થાય છે, એવે વખતે શાન્તિમાં રહેવાના ઉપાયો.

આપણે જોઇએ છીએ કે, ઘણીએ વહુઓને પોતાની સાસુ સાથે બનતું નથી, ઘણાએ નોકરોને પોતાના શેઠ સાથે બનતું નથી, ઘણા લોકોને તેઓના પાડોશીઓ સાથે બનતું નથી, ઘણા લોકોને પોતાનાં સગાંવ્હાલાંઓ સાથે બનતું નથી, ઘણા લોકોને પોતાની નાતવાળાઓ સાથે બનતું નથી, ઘણા નીશાળીઆઓને પોતાના માસ્તરો સાથે બનતું નથી, અને ઘણાએ શિષ્યોને પોતાના ગુરૂ સાથે બનતું નથી, તેવી સૌ એક બીજાની ફર્યાદ કર્યા કરે છે, અને કહે છે કે આ બધા અમને વિના કારણ બહુ દુઃખ દેય છે. અમારો કાંઇ પણ વાંક નથી, છતાં પણ અમને તેઓ વારંવાર હેરાન કર્યા કરે છે. આ પ્રમાણે સમજીને તેઓ પોતાના મનમાં બહુ મુંઝાયા કરે છે ને દુઃખી થયા કરે છે. આવા લાખો ને કરોડો માણસો છે, માટે તેઓનું દુઃખ ઓછું થાય એવા ઉપાયો બતાવવાની જરૂર છે. એ માટે સંતો કહે છે કે,

ભાઇઓ ! તમો બીજાઓનો વાંક કાઢો છો ને તેઓની ભૂલો જૂઓ છો તે અગાઉ જરા વિચાર કરજો કે, એમાં કાંઇ તમારી ભૂલ તો નથી ? તમારા પોતાના સ્વભાવની અંદર તમે કાંઇ સુધારો વધારો ન કરી શકો એવું તો નથી ? તમારે માટે કોઇ કાંઇ સાચી વાત કહે તોપણુ તમે તે સાંભળી શકો નહિ એવા તો નથી ? બહુ નાનકડી વાત હોય તેમાંથી રજનું ગજ કરી બેસો ને ફોકટનાં મનમાં મનમાં મુંઝાયા કરો એવા તો નથી ? કોઇ બીજાઓને માટે વાત થતી હોય અને તમે તમારી ઉપર ઓઢી લ્યો એવા તો નથી ? રીસામણીના છોડને જરાક હાથ લગાડે ત્યાં સંકોચાઇ જાય તેવી પ્રકૃતિના તો નથી ? તમારૂં પોતાનું મન માન્યું ન થાય ત્યારે બળી મરો એવા તો નથી ? બીજાને તાબે રહેવું પડે તે ન પાલવે તેથી આંકેલા ગોધાની માફક પોતાની ગરદન ઉપર કોઇને પણ ધોંસરૂં મૂકવા દેવુંજ નહિ, એવા તો નથી ? અને તમારૂં કામકાજ કરતાં ન આવડે તથા તમારી ફરજો બજાવવામાં તમે ગફલતી કરો એવા તો નથી ? ભાઇઓ ને બ્હેનો ! જરા વિચાર કરો. કારણુ કે અમને તો એમ લાગે છે કે, એમાંનો કાંઇક પણ અવગુણુ તમારામાં હશે ને તેને લીધેજ તમને બીજાઓ સાથે નહિ બનતું હોય. કાંઇ હમેશાં બધો વાંક કાઢતાં પહેલાં જરા તમારી પ્રકૃતિ તો જુઓ ? બીજાઓનો વાંક કાઢતાં પહેલાં જરા તમારા સ્વભાવ સામે તો જુઓ ? બીજાઓનો વાંક કાઢતાં પહેલાં જરા તમારી કામ કરવાની રીત સામે તો જુઓ ? એ બધું જોશો તો તમને સમજાઇ જશે કે, બીજાઓનો વાંક કાઢવામાં અરધી ભૂલ તો તમારી પોતાનીજ છે, અને અરધી ભૂલ સામેના માણુસોની હોય છે. તેમાંથી બચવા માટે થોડીક ઉપયોગી સૂચનાઓ યાદ રાખી લેવી જોઇએ, અને તે પ્રમાણે વરતવાની કોશીશ કરવી જોઇએ. જેમકે, તમારા વિરોધીઓ જે વાતો કરે તે વાતોને તમારે તમારી પોતાની ઉપર લઇ લેવી નહિ અને એવી અધરથી થતી વાતોની, તથા બીજાઓથી સંભળેલી વાતોની, અને કંઇ કંઇ કારણોસર મીઠું મરચું ભભરાવેલી વાતોની દરકાર રાખવી નહિ. એટલી મજબૂતી રાખતાં આવડે તો ઘણી જાતનો કલેશ ઓછો થઇ જાય છે, ને મનમાં થતી ઘણી મુંઝવણુ મટી જાય છે.

બીજું એવો વિચાર કરવો કે, આ દુનિયામાં જુદી જુદી અનેક પ્રકૃતિના માણસો હોય છે. એ બધાં માણસોના સ્વભાવ જુદા જુદા હોય છે, તેઓની આસપાસના સંજોગો જુદા જુદા હોય છે, તેઓની કેળવણી જુદી જુદી જાતની હોય છે. અને દરેક માણસના આચાર વિચારમાં પણ કાંઈક કાંઈક ફેરફાર હોય છે. કારણ કે વિવિધતા અને વિચિત્રતા એ તો મનુષ્ય સ્વભાવમાં ને કુદરતમાં રહેવાનાંજ. તેથી જો તમે તમારા મનમાં એમ ધારો કે, આ બધા અમારાં જેવાં વિચારના થઇ જાય તો સારૂં, પણ તેમ કદી પણ બનવાનું નથી. આપણી ખાતર કોઇ બીજા માણસો પોતાના આચારવિચાર, પોતાની રીતભાત અને પોતાની ટેવો બદલી નાંખે તેમ નથી. તેઓ જે રસ્તે ચાલતા હશે તેજ રસ્તે ચાલ્યા જશે ને જે પ્રમાણે વર્તતા હશે, તેવીજ રીતે વર્ત્યા કરશે. માટે જો સલાહસંપ રાખવાં હોય અને અંતરમાંથી શાંતિ ભોગવવી હોય તો આપણે આપણા સ્વભાવમાં ફેરફાર કરવો જોઇએ. કારણ કે આપણે કાંઇ દુનિયાને ફેરવી શકીએ તેમ નથી. પણ આપણે આપણા સ્વભાવને ફેરવી શકીએ તેમ છે. અને એને ફેરવવાથીજ આપણું ભલું થઇ શકે તેમ છે. માટે જો વગર મફતના કજીઆઓમાંથી બચવું હોય તો આપણે આપણા સ્વભાવને કાબૂમાં રાખતાં શીખવું જોઇએ, ને આપણી ચાલચલગતમાં આપણે સુધારો વધારો કરવો જોઇએ.

આ સિવાય આ પ્રસંગે આ વાત પણ સમજી લેવા જેવી છે કે, વૉટરપ્રુફ છત્રી ઉપર ગમે એટલો વરસાદ પડે તો પણ તે પાણી બહારનું બહાર ચાલ્યું જાય છે, છત્રીની અંદર ઉતરતું નથી, તેમજ તમારે પણ તમારી વિરૂદ્ધની બધી ટીકાઓને તથા બધી બાબતોને બહારની બહાર ને દૂરની દુરજ રાખવી જોઇએ. એવી વાતોને બહુ નજીવી સમજી અંતરના ઉંડાણમાં પેસવા દેવી નહિ. જો એમ કરતાં આવડે તો એથી પણ મનની ઘણીએ મુંઝવણ ઓછી થઇ જાય છે. માટે ભાઇઓ અને બ્હેનો! યાદ રાખજો કે, આ જગતમાં ઘણી વાતો જો આપણુને નહિ ગમે તેવી થાય છે, ઘણા બનાવો આપણુને નહિ ગમે તેવા બને છે, અને ઘણાં માણુસો આપણુને નહિં ગમે તેવા હોય છે, એ બધાને કાંઇ આપણે આ દુનિયામાંથી કાઢી મૂકીએ એમ બનવાનું

નથી. એ તો બધા રહેશેજ, અને પોતપોતાની રીત પ્રમાણેજ વર્તશે. માટે આપણે આપણી ટેવો સુધારવી જોઇએ, અને એ બધાની અસરો આપણને ન થાય તેવા વૅાટરપ્રુફ છત્રીના જેવા આપણે થવું જોઇએ. તોજ સુખેથી રહી શકાય, ને શાંતિ ભોગવી શકાય. માટે દુનિઆદારીના નાના મોટા બનાવોનો અંતઃકરણ સૂધી ધકકો ન પહોંચે એવા થવાની કોશિશ કરો, એવા થવાની કોશિશ કરો.

## બીજાઓ દુઃખ દે છે છતાં પણ સાચા ભગતો ખરેખરા દુઃખી થતા નથી તેનાં કારણો.

ફળ પાકવાનું થાય ત્યારે પક્ષીઓ તેની ઉપર ચાંચ મારવા મંડે છે, તેમ કોઇ પણ માણસમાં જ્યારે ભકિત વધી જાય છે, ત્યારે સંસારી લોકો એવા ભગતોને બહુ હેરાન કરવા માંડે છે. કેટલાકો અદેખાઇને લીધે તેઓને દુઃખ દે છે, કેટલાકોને ભગતોની મસ્તી ને બેદરકારી ગમતી નથી તેથી તેઓની વિરૂદ્ધમાં બહુ સખ્ત ટીકા કર્યા કરે છે, કેટલાકોને એમ લાગે છે કે આ ભકત ઢોંગી છે, અને બીજાઓને ઠગવા સારૂ આ બધો ડોળ કરે છે, એમ ધારી લઇને તેની વિરૂદ્ધ થાય છે. કેટલાકોને પોતાની અંદર શ્રદ્ધા, ભકિત, કે ઇશ્વર સંબંધી કાંઇ પણ જ્ઞાન હોતું નથી. તેથી ભગતોના અંતરની ખરી સ્થિતિ તેઓ સમજી શકતા નથી, તેને લીધે ભગતો તરફ વેરભાવથી જૂએ છે. કેટલાક નાતીલાઓને તથા સગાંઓને એમ લાગે છે કે, આ માણસ ભગત થઇ બેઠો છે પણ અમને કંઇ મદદ કરતો નથી ને અમારા નિયમો પાળતો નથી એટલે એને જોઇને બીજાઓ પણ બગડશે, એમ માની લઇને ભગતોને હેરાન કર્યા કરે છે; અને ભગતો પોતાની પ્રભુપ્રેમની લાગણીઓના પૂરમાં તણાયા જાય છે તેને લીધે કુટુંબીઓનાં નાનાં નાનાં ઘરસંસારી કામકાજોમાં ઝાઝું ધ્યાન આપી શકતા નથી, તેથી ઘરનાં માણસો પણ ભગતોની ઉપર ગુસ્સે થયેલાં હોય છે. આવાં આવાં કારણોને લીધે ઘણા માણસો તરફથી

ઘણી બાબતમાં ભગતોને બહુ દુઃખો ખમવાં પડે છે, છતાં પણ એવાં દુઃખોની ઘણા ભગતોને કાંઇ ઝાઝી અસર થતી નથી. આવાં દુઃખોની વચ્ચે પણ તેઓ તો પોતાના ઇશ્વરી આનંદમાંજ રચી પચી રહેલા હોય છે, અને આવી જાતનાં દુઃખો છતાં પણ તેઓના અંતરમાં અખંડ શાન્તિ હોય છે. માટે હવે ભગતોના જીવનમાંથી આપણે એ કુંચી જાણી લેવી જોઇએ કે, ઘણાં માણસો ઘણી જાતનાં દુઃખો હેય છે, છતાં પણ તેઓને કેમ દુઃખ થતું નથી? એ ભેદ સમજાય તો આપણી જીન્દગી સુધારવામાં તેથી મદદ મળે છે. કારણ કે ઘણી વખત ઘણા લોકો તરફથી આપણને પણ એવાં દુઃખો નડયા કરે છે. માટે એવાં દુઃખો હોય છતાં પણ તે દુઃખોનો ધકકો અંતરમાં લાગે નહિ અને એ દુઃખોને લીધે પોતાનો ધર્મ ચુકી જવાય નહિ તેવી કુંચી આપણે મેળવી રાખવી જોઇએ. એ માટે સંતો કહે છે કે,

જે સાચા ભગતો હોય છે, તેઓ ધર્મના બહુ ઉંચા વિચારોમાં રોકાયેલા રહે છે, તેથી સંસારિક લોકોની નાની નાની બાબતો ઉપર તેઓ ધ્યાન આપતા નથી. એટલે જેમ આકાશમાં ઉડતા પક્ષીઓને જમીન ઉપરથી ફેંકેલા ઘા વાગી શકતા નથી, તેમજ હરિજનો ઉપર પણ સંસારીઓનાં ખરાબ વચનોની અસર થતી નથી. કારણ કે તેઓ ઉંચે ઉડનારાં પક્ષીઓના જેવા હોય છે, તેથી લોકો તરફથી આવતાં કડવાં વચનોને તથા સખ્ત ટીકાઓને તેઓ પોતાનો ઉપર લઇ લેતા નથી. કારણ કે ભગતો હમેશાં ક્ષમાનું બખ્તર પહેરી રાખે છે, એટલે એ બખ્તરમાં કડવાં વચનોનાં તીરો ખુંચી શકતાં નથી, તેથી તેઓને દુઃખી થવું પડતું નથી. તેને લીધેજ આપણે જોઇએ છીએ કે, ધ્રુવ, પ્રહલાદ, નરસિંહ મહેતા, મીરાંબાઇ, તુકારામ વગેરે ઘણા ભગતો ઉપર ઘણી જાતનાં સંકટો પડયાં હતાં, છતાં પણ એ દુઃખોથી તેઓ કાયર થયા નહોતાં અને એ દુઃખોને દુઃખરૂપ સમજતાં નહોતાં. એટલુંજ નહિ પણ જેમ ઉંધા ઘડા ઉપર ગમે તેટલું પાણી રેડીએ તોપણ એ ઘડો ભરાયજ નહિ, તેમજ એવા સાચા ભગતો બહારના લોકો તરફથી આવતા દુઃખોની બાબતમાં પોતાના

હૃદયને ઉંધા ઘડા જેવું કરી રાખે છે, એટલે તેની અંદર કોઇ પણ જાતનાં દુ:ખો પેસી શકતાં નથી. પણ સંસારિક લોકો તરફથી જે જે દુ:ખો આવી પડે તે દુ:ખો બહારનાં બહારજ રહે છે. તેઓ પોતાના અંતરમાં એ દુ:ખોનો સ્પર્શ થવા દેતા નથી. કારણ કે તેઓ એમ સમજે છે કે, પરમકૃપાળુ પરમાત્મા સદાય અમારૂં રૂડું કરે છે. ભગવાનના ભગતોનું ભુંડું થઇ શકેજ નહિ. જે થાય તેમાં કાંઇક લાભજ હોય છે. માટે આ સંસારી લોકો અમને દુ:ખ દેય છે તેમાં પણ સર્વશકિત-માન પરમાત્માનો કાંઇક શુભ હેતુજ હશે, અને અમારા ભલા માટેજ એ દુ:ખો આવતાં હશે એમ સમજીને તેઓ કોઇ પણ વખતે પોતાના મનને મુંઝાવા દેતા નથી કે દુ:ખની અસરમાં દબાઇ જતા નથી. માટે બંધુઓ ! જો આવી જાતનાં દુ:ખોમાંથી બચવું હોય તો મહાન ભગતોની પાસેથી એ કુંચી શીખી લ્યો કે હમેશાં ઇશ્વરી જ્ઞાનના વિચારોમાંજ રહેવું, તથા મોહવાદી લોકો તરફથી જે જે જાતની અડચણો આવી પડે તેની દરકાર કરવી નહિ, અને જે કાંઇ કડવાં વચનો કહેવામાં આવે કે મેણાં ટોણાં દેવામાં આવે તેને પોતાની ઉપર લઇ લેવાં નહિ, પણ ઉંધા ઘડાના જેવું હૃદયને બનાવી દઇ એ બધાં દુ:ખોને દૂરના દૂર રાખવાં, અને કદી કોઇ દુ:ખ પોતાને નડે એવું હોય તો એ વખતે પણ એમજ સમજવું કે, મારા ભલા માટેજ એ દુ:ખ આવેલું છે મને ઉતારી પાડવા માટે નહિ, મારા સિદ્ધાંતોને તોડી નાંખવા માટે નહિ, અને મને મારી ભકિતમાંથી ઢીલો પાડી નાંખવા માટે નહિ; પણ મને આગળ વધારવા માટે, મારા સિદ્ધાંતોને મજબૂતી આપવા માટે, મારી ભકિતમાં દ્રઢતા આપવા માટેજ આ દુ:ખ મારી ઉપર આવેલું છે એમ સમજી સંસારિક લોકો તરફથી આવી પડેલાં દુ:ખોથી દુ:ખી થવું નહિ, પણ જો સાચા ભગત થવું હોય તો એવે વખતે ધીરજ રાખવી અને ક્ષમાનું બખ્તર પહેરી લેવું, એટલે ઘણી જાતનાં દુ:ખો ઓછાં થઇ જશે, એમાં કાંઇ પણ શક નથી. માટે ભગતો દુ:ખમાં દબાઇ જતા નથી તેની આ કુંચી મેળવી લ્યો, એટલે બીજાઓ તરફથી દુ:ખો આવી પડે છતાં પણ તમે આનંદમાં રહી શકશો.

# ભગતોની ખરી ખુબી દુઃખના વખતમાંજ દેખાય છે, સુખના વખતમાં તેની કીંમત સમજાતી નથી.

એક મહાત્મા એમ કહેતા હતા કે, આકાશમાં જે તારાઓ હોય છે તેની શોભા રાતને વખતે દેખાય છે. દિવસે સૂર્યના તેજમાં કાંઇ તારાની ખૂબી દેખાય નહિ. તેમજ ભગતોની ખૂબી પણ સુખના વખતમાં સમજાતી નથી, પણ દુઃખને વખતેજ ભગતોની ખુબી માલુમ પડે છે અને તેમનો મહિમા સમજાય છે. કારણ કે સુખ છે તે દિવસ છે, અને દુઃખ છે તે રાત્રી છે.

ભગતો દુઃખમાં ખાસ ચાહીને વધારે શોભી શકે છે, કારણ કે દુઃખને વખતે સાચા ભગતોમાં નવી તેજી આવી જાય છે, દુઃખને વખતે તેઓના બળના દરવાજા ઉઘડી જાય છે, દુઃખને વખતે તેઓની સહનશીલતાની કસોટી થાય છે, દુઃખને વખતે તેઓની ઉપરના ઘણા પડદા નીકળી જાય છે અને દુઃખને વખતે તેઓના પ્રભુપ્રેમનો નીસો વધી જાય છે. તેથી એ વખતે તેઓની ખૂબી કાંઇક જુદાજ પ્રકારની બની જાય છે. એટલે તેઓ દુઃખમાં વધારે શોભી શકે છે.

બંધુઓ! તમને ખબર હશે કે ભક્તરાજ નરસિંહ મહેતા, મહાત્મા તુકારામજી, ગોસ્વામી તુલસીદાસજી, મીરાંબાઇ, કબીરજી, અને બીજા ઘણાએ ભગતો સુખને વખતે જેવા શોભતા હતા તે કરતાં દુઃખને વખતે ઘણાજ વધારે પ્રકાશીત થયા હતા. કારણ કે ભકતો તો આકાશમાં રહેલા તારા જેવા છે, અને તારાઓની ખૂબી તો રાતેજ સમજાય છે, તેમજ ભગતોની ખૂબી પણ દુઃખને વખતેજ સમજાય છે. માટે જો સાચા ભગત થવું હોય તો દુઃખથી કાયર થશો માં, દુઃખથી દિલગીર થશો માં, અને દુઃખથી દબાઈ જશો માં, પણ દુઃખની વખતે પણ પરમકૃપાળુ પરમાત્માનો ઉપકાર માનવાનું મન થાય એવી સ્થિતિ અનુભવજો એજ, અમારી ભલામણ છે.

# દુઃખ આવી પડે ત્યારે ધીરજ રાખવી જોઇએ તે વિષે.

એક વખત એક ગૃહસ્થને ત્યાં પીંજરામાં બે પંખી પુરાઇ ગયાં. તે બન્ને પંખી એકજ જાતનાં હતાં, એકજ પીંજરામાં હતાં, એક સરખા સંજોગોથીજ પકડાઇ ગયાં હતાં. અને તે બન્નેને ખોરાક પણ સરખોજ મળતો હતો. છતાં પણ તે બેમાંથી એક પક્ષી ખાતું હતું, પીતું હતું, પીંજરામાં ફરતું હતું, પોતાની ભાષામાં બોલતું હતું, અને જે માણસ એ પંખી ઉપર પ્રેમ રાખે તેની સાથે હળી જવાની તે કોશીષ કરતું હતું. તેથી તે સુખી દેખાતું હતું. પણ એની સાથે જે બીજું પંખી હતું તે ખાતું નહોતું, પીતું નહોતું, બોલતું નહોતું, રમતું ભમતું નહોતું, અને કોઇ સાથે હળતું ભળતું નહોતું, પણ પીંજરાના એક ખુણામાં પડયું રહેતું હતું, અને ઉદાસ થઇને તથા નીરાશ થઇને દુઃખમય જીંદગી ગાળતું હતું. પરિણામ એ થયું કે, જે પંખી આનંદમાં રહેતું હતું ને સૌને આનંદ આપતું હતું તે પંખી મસ્તાનું બની ગયું, સૌનું વ્હાલું થઇ પડયું, અને ઘણાં વરસો સુધી જીવી શકયું, પણ જે પંખી એકલસૂરૂં રહ્યું, કોઇ સાથે હળ્યું મળ્યું નહિ, સુખનાં સાધનો છતાં સુખ ભોગવી શકયું નહિ અને દુઃખમાં દબાઇ ગયું, તે પંખી ઝુરી ઝુરીને, દુઃખી થઇને, માંદું પડીને થોડા દિવસમાં મરી ગયું.

આ દાખલો આપીને એક ભક્તરાજ મહારાજ પોતાના હરીજનોને એમ સમજાવતા હતા કે, બન્ને પંખી પીંજરામાં પૂરાએલાં હતાં; છતાં પણ એ કેદખાનામાં પણ કેટલીક જાતનો આનંદ મેળવવો હોય તો મેળવી શકાય તેમ હતું, અને એ પરાધીનતામાં પણ કેટલીક જાતનું સુખ જોતું હોય તો મળી શકે તેમ હતું. તેમજ આ દુનીયામાં ઘણાં માણસોને ઘણી જાતની પરાધીનતા હોય છે, અને ઘણી જાતનાં કેદખાનાં હોય છે, તથા ઘણી જાતના વિયોગો ખમવા પડે છે; છતાં પણ એ બધાં દુઃખોની વચ્ચે પણ જો સુખ ભોગવતાં આવડે તો બીજાં ઘણી જાતનાં સુખો પણ હોય છે. અને જેઓ એવાં સુખો ભોગવે તેઓ આનંદમાં રહી શકે છે, તંદુરસ્ત

રહી શકે છે, અને લાંબી જીંદગી ભોગવી શકે છે. પણ એને બદલે જે માણુસ દુઃખોથી કાયર થઇ જાય, દુઃખમાં દબાઇ જાય, દુઃખથી નીરાશ થઈ જાય અને દુઃખને લીધે હારી જઇને પોતાની ફરજ બજાવવાની છોડી દેય તે માણુસનું શરીર બગડી જાય છે, તેઓનું મન બગડી જાય છે, તેઓ જુવાનીમાંજ ઘરડા થઇ જાય છે, અને તેઓ વ્હેલા વ્હેલા મરી જાય છે.

બંધુઓ ! આ દુનીયાની રચનાજ એવી છે અને જીવોનો સ્વભાવજ એવો છે કે, તેઓને દુઃખ પડયા વિના રહેજ નહિ. એટલે નાનું કે મોટું, થોડું કે ઝાઝું અને લાંબુ કે ટુંકું, તથા અંતરનું કે બહારનું કાંઇક પણ દુઃખ તો પડવાનુંજ. એમાં કાંઇ શક નથી. પણ જે એવા દુઃખને વખતે ધીરજ રાખી શકે તેઓને ફાયદો થાય છે, અને જે દુઃખમાં દબાઇ જાય તેનો નાશ થાય છે. માટે હે હરિજનો ! અમારી તમને એવી ભલામણ છે કે, દુઃખના પ્રસંગોએ કાયર થઇ જશો માં, હિંમત હારી જશો માં, અને પોતાની ફરજ બજાવવામાં ચુકી જશો માં, પણ ધીરજ રાખીને દુઃખની સામે ટકી રહેજો ને લડયા કરજો, એટલે દુઃખની વચ્ચેથી પણ તમે સુખ મેળવી શકશો. કારણ કે દુઃખીઓને દયાળુ પ્રભુ બહુ જલદીથી મદદ કરે છે. માટે દુઃખથી કાયર થશો માં, એજ અમારી ભલામણ છે.

---

## હનુમાને રામને કહ્યું કે, સ્વર્ગમાં કે મોક્ષમાં મારૂં સુખ નથી, પણ મારૂં સુખ તો તમારી ઇચ્છાને આધીન થવામાં છે.

ભગવાન રામચંદ્રજીએ એક વખત હનુમાનજીને પૂછયું કે તમારી શું ઇચ્છા છે? ત્યારે હનુમાનજીએ કહ્યું કે, મહારાજ ! તમારી ઇચ્છા એજ મારી ઇચ્છા. મ્હારા પ્રભુના કરતાં મ્હારી ઈચ્છા જુદી કેમ હોઇ શકે ? ત્યારે રામે પાછું પૂછયું કે હનુમાન ! તમારૂં સુખ શેમાં છે ? હનુમાને કહ્યું કે, મહારાજ ! તમારી આજ્ઞા પાળવામાં મ્હારૂં સુખ છે. રામે કહ્યું, તમોને સ્વર્ગમાં મોકલું તો

આનંદ થશે ? ત્યારે હનુમાને કહ્યું કે, મહારાજ ! મ્હારૂં સુખ સ્વર્ગમાં નથી. મ્હારૂં સુખ તો તમારા હુકમો પાળવામાં છે, જો તમે મને આકાશમાં મોકલો તો ત્યાં મ્હારૂં સુખ છે, જો તમે મને પાતાળમાં મોકલો તો ત્યાં મ્હારૂં સુખ છે, જો તમે મને સ્વર્ગમાં મોકલો તો ત્યાં મ્હારૂં સુખ છે અને જો તમે મને નરકમાં મોકલો તો ત્યાં પણ મ્હારૂં સુખ છે. મ્હારૂં સુખ સ્વર્ગમાં કે મોક્ષમાં નથી, પણ મારૂં સુખ તો તમારી ઇચ્છાને આધીન થવામાં છે.

ભકતોનાં હૃદય કેવાં ઉત્તમ હોય છે, તે આ ઉપરથી સમજવાનું છે. બીજું એ પણ જાણવાનું છે કે, કોઇ પણ દેશમાં, કોઇ પણ કાળમાં કે કોઇ પણ સ્થિતિમાં ખરૂં સુખ નથી; પણ હરેક દેશમાં, હરેક કાળમાં ને હરેક સ્થિતિમાં ભગવદ્દઇચ્છાને આધીન થવામાંજ ભકતોનાં સુખ છે અને પોતાના સ્વાર્થના ભોગે, પોતાની ઇચ્છાના ભોગે, પ્રભુ પાસે એવી આધીનતા રાખવી તેનુંજ નામ ખરૂં તપ છે. બહારની ધુણીઓ તાપવી, ઉપવાસો કરવા, ટાઢે કરવું, અને એવીજ બીજી ઘણા પ્રકારની હઠ કરી ઇરાદાપૂર્વક તકલીફો વધારવી ને મનને બગાડવું, તેનું નામ કાંઇ ખરૂં તપ નથી; પણ ભગવદ્દઇચ્છાથી પ્રારબ્ધના ભોગ પ્રમાણે સ્વાભાવિક રીતે જે આવી બને તેને હર્ષ–શોક કર્યા વિના શાંતિથી ભોગવી લેવું, એનુંજ નામ ખરૂં તપ છે, અને એનુંજ નામ ભગવદ્દઇચ્છાને આધીન થવું છે. માટે જેમ બને તેમ પ્રભુની ઇચ્છામાં તમારી ઇચ્છાને મિલાવી દો; એજ ઉત્તમ તપ છે, ને એમાંજ શ્રેષ્ઠ સિદ્ધિ છે.

---

## ડૉકટર કે વકીલને ભરોસે તમારો કેસ સોંપો છો, તે કરતાં તો પ્રભુ અનંતગણો સમર્થ છે; માટે ભાઇઓ, ભગવદ્ આશરે તમારો કેસ રાખતાં શીખો.

આપણે જ્યારે માંદા પડીએ છીએ ત્યારે દવા લઇએ છીએ, એ દવા શું છે તે આપણે જાણતા નથી. એ દવાનો સ્વાદ પણ સારો હોતો નથી, અને ઘણી વખત એ દવા આપનાર વૈદને પણ આપણે ઓળખતા નથી. તો પણ સારૂં થવાની આશાએ

વિશ્વાસથી આપણે દવા લઇએ છીએ, અને કદી ડાકટર નસ્તર મારે, પ્લાસ્ટર મારે, અથવા કદી કાંઇ હાથ પગ કાપે તો પણ તે આપણે આપણાં ભલાં સારૂ કબુલ કરીએ છીએ. સદાય અધૂરૂં રહેલું છે એવાં વૈદક શાસ્ત્રને આધારે અજાણ્યા ડાકટરને આપણી તન્દુરસ્તી સોંપતાં આપણને મુશ્કેલી લાગતી નથી, તથા અજાણી દવાઓના કડવા ડોઝ ગટગટાવી જતાં આપણને અડચણ પડતી નથી, અને કરોળિયાની જાળ જેવા ઘડીકમાં તૂટી જાય એવા કાયદાની જાળમાં ફસેલા, આપણુંજ ખીસું ચીરનાર કોઇ વકીલને આપણો કેસ સોંપતાં તથા એવા કોઇ તર્કટીને આપણું મુખત્યાર-નામું આપતાં પણ આપણને ફિકર થતી નથી. પણ આપણી મૂર્ખાઇ તો જુઓ ? કે પ્રભુને આપણો કેસ સોંપી દેવાની એટલે કે ભગવદ્દઇચ્છાને આધીન થઇ જવાની આપણી હીંમત ચાલતી નથી !

એક વકીલ જેટલો કે એક ડાકટર જેટલો પણ આપણે પ્રભુનો વિશ્વાસ ન રાખી શકીએ એ શું દિલગીર થવા જેવું નથી ? દરેક ભગવદ્દી જીવે એટલું તો માનવુંજ જોઇએ કે, વૈદક તથા કાયદા અને બીજી કોઇ પણ બાબત કરતાં પ્રભુ તરફથી મળેલાં ધર્મશાસ્ત્રો વધારે બળવાન છે, અને આપણા સારામાં સારા વૈદ કે પ્રમાણિકમાં પ્રમાણિક વકીલ કરતાં પણ ઇશ્વર અનંતગણો સમર્થ છે, એટલે તેને આધારે આપણો કેસ છોડવામાં કાંઇ પણ અડચણ નથી. માટે જેમ બને તેમ પ્રભુની ઇચ્છાને આધીન થઇ પ્રભુમય થવું જોઇએ, અને પ્રભુમાંથીજ જીવન મેળવું જોઇએ. શાસ્ત્રોની એજ આજ્ઞા છે, મહાત્માઓનો એજ ઉપદેશ છે, પ્રભુની એજ ઇચ્છા છે, અને ખરા ભકતોની પણ એજ રેહેણી કરણી હોય છે કે પ્રભુપરાયણ રહેવું. માટે ભાઇઓ ! પ્રભુ પાસેથી પ્રભુની ઇચ્છાને આધીન થવાનું બળ મેળવો.



# ખરા ભક્તો આવતી કાલની ફિકર કરતા નથી, અને જે કાલની ફિકર કરે તે ખરા ભક્તો હોતા નથી.

એક ગુરૂ ને ચેલો કોઈ ગૃહસ્થને ત્યાં જમવા ગયા. જમી ઉઠયા પછી તે શેઠનો માણસ મુઠી ભરીને સોપારીના કટકા લાવ્યો, ને તે ચેલાના હાથમાં આપ્યા. ચેલાએ તેમાંથી એક બે કટકા ખાધા, અને બાકીના કટકા પોતે ઓઢેલાં લૂગડાંને છેડે બાંધ્યા, ને ત્યાંથી ચાલી નીકળ્યા.

જતાં જતાં રસ્તામાં ગુરૂની નજર ચેલાના કપડાંના છેડા ઉપર પડી, તેથી તેણે પૂછયું કે, બેટા! આ ગાંઠે શું બાંધેલું છે? ચેલાએ કહ્યું કે, મહારાજ! સોપારીના કટકા છે. ગુરૂએ કહ્યું કે, એ શા માટે બાંધી રાખ્યા છે? ત્યારે એ ચેલાએ કહ્યું કે, કાલ સારૂ. ગુરૂએ અજબ થઈને કહ્યું કે, અરે! એટલો બધો અવિશ્વાસ? જેણે તને આજે દૂધપાક–પુરી આપ્યાં તે કાલ તને સોપારી નહિ આપે? જેણે તને આટલાં બધાં વરસ સુધી જીવાડયો તે તને આવતી કાલ સોપારીનો કટકો નહિ આપે? અને કદી સોપારી ન મળે તો પણ ભગવદ્દઇચ્છા. એની વળી દરકાર શું? એવી દરકાર રાખે છે ત્યારે સાધુ શા માટે થયો? બેટા! ઘર છોડતાં તને મુશ્કેલી લાગી નહિ, માબાપ છોડતાં તને દિલગીરી લાગી નહિ, બાઇડી તજતાં તને વિચાર ન થયો, નાતજાત ને માન મરતબો છોડતાં તને ફિકર ન થઈ, ધન–દોલતની અને વિષયોના સુખની તેં પરવા કરી નહિ, અને હવે સોપારીના કટકાની દરકાર રાખે છે!! ટાઢ તાપથી ને તીર્થો કરતાં મુસાફરીના થાકથી તું ડર્યો નહિ, અને ભૂખ તરસની દરકાર છોડીને તારા આત્માના કલ્યાણ માટે તું ભકત થયો, તેમ છતાં પણ ભગવદ્દ આશરાનું બળ છોડીને હજી તું સોપારીના કટકા ગાંઠે બાધે છે? શરમ! શરમ! આવું સાધુપણું તો લોકોને અને પોતે પોતાના પંડને ઠગવા માટેજ હોઇ શકે. ખરા ભકતો તો કદી પણ ગઇ કાલનો અફસોસ કરતા નથી કે આવતી કાલની ફિકર કરતા નથી. બેટા! તું જો તો ખરો કે હરણો પાસે કયાં તીજોરીઓ છે? માછલીઓને માટે બી વાવવા

કોણ જાય છે? કાકીંડાઓને માટે કયાં ખળાંઓ છે? દેડકાંઓ કોની નોકરી કરવા જાય છે? કબુતરોની વખારો કયાં છે? અને સાપનાં ખેતરો કયાં છે? તેઓને માટે માણસોના જેવી કાંઇ પણ સગવડતા નહિ હોવા છતાં પણ તેઓ ભૂખે મરતાં નથી, ત્યારે માણસો કેટલાં બધાં ઉત્તમ છે? કેટલાં બધાં બુદ્ધિશાળી છે? કેટલાં બધાં સાધનોવાળાં છે? અને કેટલાં બધાં પ્રભુનાં કૃપાપાત્ર છે, એ વિચાર તો કર? એવાં ઉત્તમ માણસો, ને તેમાં પણ પ્રભુના ભકતો ભૂખે કેમ મરશે? શું એટલો પણ વિશ્વાસ નથી આવતો?

ગુરૂજીનો આ ઉપદેશ સાંભળી શિષ્યે પોતાની પાસેના સોપારીના કટકા ફેંકી દીધા અને એ કટકા બાંધી લેવાની પોતાની ભૂલ સમજી તેને પશ્ચાતાપ થવા લાગ્યો. ખરા ભકતો આવા નિસ્પૃહી હોય છે, ને એવું વિશ્વાસી જીવન ગાળનારા હોય છે. એવા મહાન ભકતોને માન આપતાં શીખો, અને બ્રહ્માર્પણ કર્મો કરી એવા નિસ્પૃહી થતાં શીખો તથા ભગવદ્દઆશરાનું બળ રાખતાં શીખો.

(ઇંદ્રવિજય છંદ.)

જા દિનતેં ગર્ભવાસ તજ્યો નર, આઇકે અહાર કીયો તબહિકો,<br>
ખાત હી ખાત ભયે ઇતને દિન, જાનત નાંહી ન ભૂખ્યો કહીકો,<br>
દોરત ધાવત પેટ દિખાવત, તું શઠ કીટ સદા અન્નહીકો,<br>
સુંદર કયું વિશ્વાસ ન રાખત, સો પ્રભુ વિશ્વ ભરે સબહીકો.



## આપણને સમુદ્રના રસ્તાની ખબર નથી તો પણ કૅપ્ટન ઉપર વિશ્વાસ રાખીને આગબોટમાં બેસીએ છીએ, તેમ પ્રભુ ઉપર વિશ્વાસ રાખી ભકિતરૂપી આગબોટમાં બેશી જાઓ.

આપણને સમુદ્રના રસ્તાની ખબર નથી, આપણને વહાણ ચલાવવાની વિદ્યા આવડતી નથી, અને આપણે કૅપ્ટનને પણ

ઓળખતા નથી, તો પણ કૅપ્ટનના વિશ્વાસ ઉપર આપણે આગબોટમાં બેસીએ છીએ અને તેમાં નિરાંતે ઉંઘીએ છીએ. રસ્તામાં સૂરતની બારી જેવી ખરાબાવાળી જગ્યા આવે, સમુદ્રમાં મોટાં મોટાં મોજાં આવે, અને ક્યાંઇ કિનારો દેખાય નહિ તો પણ આપણે ગભરાતા નથી. કારણ કે આપણે રસ્તો જાણતા નથી; પણ કૅપ્ટન એ રસ્તાનો ભોમિયો છે, અને કૅપ્ટન ઉપર આપણને વિશ્વાસ છે કે, તે વખતસર આપણને ધારેલે મુકામે પહોંચાડશે.

એવીજ રીતે સરળ હ્રદયથી આપણે પ્રભુ ઉપર વિશ્વાસ રાખીએ, ને પ્રભુને આપણો કૅપ્ટન બનાવીએ તો સંસાર-સાગર તરી જવો એ કાંઇ મુશ્કેલ નથી. પણ સારમાં સાર વાત એટલીજ છે કે, પ્રભુને આપણો કૅપ્ટન બનાવી ભકિતના નાવમાં આપણે બેસી જવું જોઇએ. જો ભકિતરૂપી આગબોટમાં બેસી ગયા તો પછી મુકામે પહોંચતાં વાર લાગવાની નથી; પણ મુદ્દાની વાત એટલીજ છે કે, જેમ બને તેમ ઝટ આગબોટમાં બેસી જવું જોઇએ. ભકિતની આગબોટમાં બેઠા વિના કાંઇ સંસાર સાગર તરી શકાય તેમ નથી, એ નકકી સમજવું. માટે જો જલદી મુકામસર પહોંચવું હોય, જલદી ઘેરે પહોંચવું હોય, તો ભકિતની આગબોટમાં બેસી જાઓ. એમાં વાર ન લગાડો, ભાઇઓ, એમાં વાર ન લગાડો.

---

## શાંતિ માટે પ્રાર્થના.

શાંતિ શાંતિ શાંતિ, પ્રભુ, શાંતિ સદા આપો. (ટેક)
પરમ કૃપા કરી કૃપાળ, કલેશ કષ્ટ કાપો—શાંતિ૦

શરણ આવી વિશ્વનાથ (૨) વંદન કરી જોડી હાથ,
સર્વ જપે ભકત સાથ, શાંતિ સુખ આપો—શાંતિ૦

કરૂણામય દ્દષ્ટિ કરો (૨) હ્રદય તિમિર સર્વે હરો,
મનવાંછિત અર્થ પૂરો, સુણી તમે વિલાપો—શાંતિ૦

જપી તમારૂં પુણ્ય નામ (૨) કરોયે તમને પ્રણામ,
સત્ય શુદ્ધ ધર્મ, સકળ દેશ વિષે સ્થાપો—શાંતિ૦

# દીનતા વિષે.

અપરંપાર પ્રભુ અવગુણ મોરા, માફ કરોને મુરારિરે (ટેક)
દયા ધરમની વાત ન જાણું, અધરમનો અધિકારીરે;
પાપી પૂરો જૂઠા બોલો, બહુ નિરખું પરનારીરે-અપ૦
સાધુ દૂભ્યા બ્રાહ્મણ દૂભ્યા, ભક્ત દૂભ્યા બહુ ભારીરે;
માત પિતા બન્નેને દૂભ્યા, ગરીબનકું દીયો ગારીરે-અપ૦
ભજન થાય ત્યાં નિંદ્રા આવે, પરનિંદા લાગે પ્યારીરે;
મિથ્યા સુખમાં આનંદ વરતું, બહુ રહું હુશીઆરીરે-અપ૦
સંસાર સાગરમાં જળ ભરીયો, સઘળે ભરીયો ભારીરે;
તુલસીદાસ ગરીબનકી વિનતિ, અબ તો લીયોને ઉગારીરે-અ૦

---

અપરાધો અમારા પ્રભુ મહા ઘણા રે (૨)
કૃપાસિંધુ તમે ક્ષમા કરો અપરાધ—અપરાધો.
દોષ જોઇ નહીં રોષ કરો છો (૨)
દયાનિધિ દયામાં નથી કાંઇ મણારે—અપરાધો.
અભિલાષા રાખીયે તમારી (૨)
અન્ય આશ્રય નથી, પ્રભુ તુજ વિનારે—અપરાધો.
અનુગ્રહ સ્મરી અભિવંદન કરિયે (૨)
તુજ ચરણ પ્રત્યે, સત્ ચિદ્ઘનારે—અપરાધો.

---

અપરાધ ક્ષમા કરો મારો, પ્રભુ, અપરાધ ક્ષમા કરો મારો.
નિંદિત કર્મો જે મેં કીધાં (૨) તે સર્વે નિવારો—પ્ર.
શરણે રહી પ્રભુચરણે વંદું (૨) ભવજલ પાર ઉતારો—પ્ર.
દાસ તણું રક્ષણ કરવાનો (૨) છે પ્રભુ ધર્મ તમારો—પ્ર.
કર જોડીને વિનતિ કરૂં છું (૨) સંકટ સર્વે નિવારો—પ્ર.

---

શ્રી વલ્લભ વિઠ્ઠલ શ્રીજી સ્વામી, શામળીઆ વાલા;
સઘળું સમજો છો અંતરજામી, નંદલાલા.

ભય તો લાગે છે મુજને ભારી, શામળીઆ વાલા;
અંતકાળે શી વલે થાશે મારી, નંદલાલા.
સેવા સ્મરણુ ના ભાવે કીધું, શામળીઆ વાલા;
રંક સાધુને દુઃખ દીધું, નંદલાલા.
હીણો શાસ્ત્રોય સહુ ધર્મે, શામળીઆ વાલા;
પરિપૂરણ છું હું કર્મે, નંદલાલા.
સહુ જાણે છે ભક્ત સાચો, શામળીઆ વાલા;
પાખંડી પુરાતનથી કાચો, નંદલાલા.
બાંહ્ય ગ્રહ્યાની લાજ ધરજો, શામળીઆ વાલા;
પીડા ન પામું એવું કરજો, નંદલાલા.
સન્મુખ લોચનમાં આવી રહેજો, શામળીઆ વાલા;
દોષ ન જોશો દરશન દેજો, નંદલાલા.
શ્રીમુખ બોલ્યા તે સાચું કરજો, શામળીઆ વાલા;
દુઃખ હૈયાનાં સર્વે હરજો, નંદલાલા.



કૌન કુટિલ ખલકામી, મો સમ, કૌન કુટિલ ખલકામી–મો૦
તુમસેં કહા છીપા કરૂનાનિધિ, તુમ ઉર અંતરજામી–મો૦
ભરી ભરી ઉદર વિષય રસ પીવત, જૈસે શૂકર ગ્રામી–મો૦
જો તન દીયો તાહી વિસરાયો, એસો નીમકહરામી–મો૦
જહાં સતસંગત તહાં અતિ આળસ, વિષય ન સંગ વિસરામી–મો૦
શ્રી હરિચરન છાંડી ઓરનકું, નિશદિન કરત ગુલામી–મો૦
પાપી પતિત અધમ પરનિંદક, સબ પતિતનમેં નામી–મો૦
કીજે કૃપા દાસ તુલસીપર, સુનીયે શ્રીપતિ સ્વામી–મો૦



## જગત્ મિથ્યા વિષે.

સબી જાન જગત વહેવાર, રેનકા સપના,
તુમ કાયકું કહત હો યાર, ભૂલ કર અપના. (ટેક)
નીજ માત તાત દારા, સુત ભગિની ભ્રાતા,
એ સબી સવારથ જાન, પરસ્પર નાતા–સબી૦

એક રામભજન બીન, ઓર નહિ નિસ્તારા,
ગુરૂજ્ઞાન ગ્રહો તુમ ઉતરો, ભવજલ પાર-સમો૦
શિર કાલ અચાનક, ખબર નહિ એક પલકી,
કયા કરતે હો અભિમાન, અંશ નહિ કલકી-સમો૦

## ભગવદ્ ઇચ્છા.

રામ રાખે તેમ રહીયે, ઓધવજી, રામ રાખે તેમ રહીયે;
આપણ ચીઠ્ઠીના ચાકર છૈયે-ઓધવજી૦
કોઇ દિન પેરણુ હીર ને ચીર (૨)
તો કોઇ દિન સાદા ફરીયે-ઓધવજી૦
કોઇ દિન ભોજન શીરો ને પુરી (૨)
તો કોઇ દિન ભૂખ્યા રહીયે-ઓધવજી૦
કોઇ દિન રહેવાને બાગ બગીચા (૨)
તો કોઇ દિન જંગલ રહીયે-ઓધવજી૦
કોઇ દિન સુવાને ગાદી ને તકીયા (૨)
તો કોઇ દિન ભોંયપર સુઇએ-ઓધવજી૦
બાઇ મીરાં કહે પ્રભુ ગિરધરના ગુણ (૨)
સુખ દુઃખ સર્વે સહીયે-ઓધવજી૦

શ્રીજી કરે સો ભલી કરેંગે, કયું મનમેં ગભરાતા હય. (ટેક)
ચિંતા તજો ભજો નંદનંદન, ઇતઉતકું કયું ધાતા હય—શ્રી૦
જેને પિંડ પ્રકાશ કીયો હય, સોઇ અન્ન પહોંચાતા હય—શ્રી૦
ભાગ લિખ્યા સો નાહીં મીટેગા, હાલ નાવહીં જાતા હય—શ્રી૦
આયો હય સુકૃત કરનકું, પાપ પંથ કયું ધાતા હય—શ્રી૦
આયો હય વેપાર કરનકું, ઉલટા મૂલ ગુમાતા હય—શ્રી૦
યાતે મત ભૂલો તુમ પ્રાણી, એ સબ તનક તમાશા હય—શ્રી૦
ભાઇબંધ સબ કુટુંબ કબીલા, એ સબ જુઠા નાતા હય—શ્રી૦
યાતે ભજીલે પુરૂષોત્તમ, જમકે દંડ છોડાતા હય—શ્રી૦

સુખ દુઃખ મનમાં ન આણિયે, ઘટ સાથેરે ઘડીયાં;
ટાળ્યાં તે કોઇનાં નવ ટળે, રઘુનાથનાં જડિયાં-સુખ૦

નળ રાજા સરખો નર નહિ, જેની દમયંતી રાણી;
અર્ધે વસ્ત્રે વનમાં ભમ્યાં, ન મળ્યું અન્ન ને પાણી-સુખ૦

પાંચ પાંડવ સરખા બંધવા, જેની દ્રૌપદી રાણી;
બાર વરસ વન ભોગવ્યા, નયણે નિદ્રા ન આણી-સુખ૦

સીતા સરખી સતી નહિ, જેના રામજી સ્વામી;
રાવણ તેને હરિ ગયો, સતી મહા દુઃખ પામી-સુખ૦

રાવણ સરખો રાજીઓ, જેની મંદોદરી રાણી;
દસ મસ્તક છેદાઇ ગયાં, બધી લંકા લૂંટાણી-સુખ૦

હરિશ્ચંદ્ર રાય સતવાદીઓ, તારા લોચની રાણી;
તેને વિપત્તિ બહુ પડી, ભર્યાં નીચ ઘેર પાણી-સુખ૦

સર્વ દેવને જ્યારે ભીડ પડી, સમર્યા અંતરજામી;
ભાવટ ભાંગી ભૂધરે, મહેતા નરસઇનો સ્વામી-સુખ૦

---

હરિજન થઇને, હાણ વરધ સુખ દુઃખ મનમાં નવ ધારીયે;
ટાળ્યાં નહીંજ ટળે, ઘટ સાથે ઘડીયાં હીંમત નવ હારીયે.

જુઓ કદરજ મહા દુઃખીયા કહાવ્યારે (૨)
કદી સુખ દુઃખ મનમાં નવ લાવ્યારે (૨)
તોય મોહનના મનમાં ભાવ્યારે-હરિજન૦

જુવો પાંડવ પ્રભુજીને અતિ પ્યારારે (૨)
પલ એક ઘડી નવ રહે ન્યારારે (૨)
તોય વન ભટકયા સંગ લઇ દારારે-હરિજન૦

વસુદેવ દેવકીજી બેઉ બંધ રહ્યારે (૨)
બહુ કાળના બંધન દૂર થયારે (૨)
પ્રભુ પુત્ર થયા ને દુઃખ દૂર ગયારે-હરિજન૦

એવું સમજીને હરખ ને શોક તજીયેરે (૨)
એક તાર મન થઇ પ્રભુને ભજીયેરે (૨)
કહે મુકતાનંદ હરિને રજીયેરે-હરિજન૦

---

પ્રભુજીએ ધાર્યું હોય તે થાય;
ક્હાપણુ કોઇનું કામ ન આવે (૨)
કરોને કોટિ ઉપાય-હાંરે હાંરે કરોને૦—પ્રભુ૦

ભીમ, અર્જુન, સહદેવ, નિકુળ, પાંચમા ધર્મ કહેવાય;
એ પાંચેનાં દેખતાંજીરે, સતી તે કેમ લૂંટાય—પ્રભુ૦

રામ જેવા સત પુરૂષ કહીએ, ને તે પણુ વનમાં જાય;
સતી સીતાને કલંક ચઢાવ્યો, તો રાવણુ શીર રોળાય—પ્રભુ૦

રાજાને જ્યારે રઢ લાગી ત્યારે મૃગયા રમવા જાય;
એરે રૂષિને કોઇ દુભશે, તેને તરત સર્પદંશ થાય—પ્રભુ૦

પરીક્ષિત રાજાના જન્મેજય કહાવે, ને તે પણુ રાજા કહેવાય;
જગન કરતાં રંભાને વરતાં, અઢાર બ્રહ્મહત્યા થાય—પ્રભુ૦

શુભ મુહૂર્ત ને શુભ ચોઘડીયાં શુભ ગ્રહે લેવાય;
સારા મુરત જોઇ લગન લખીયાં, રંગ ભરેલી રોળાય—પ્રભુ—૦

હાણુ વૃદ્ધિ છે હરિને હાથે, મૂરખ મન મલકાય;
કરનારો તો કરી રહ્યા છે, અણુસમજુ અથડાય—પ્રભુ૦

---

જીવ તું શીદને ચિંતા કરે, કૃષ્ણુને કરવું હોય તે કરે. (ટેક)
તું અંતરે ઉદ્વેગ કરે, તેથી કારજ શું સરે;
ધણીનો ધાર્યો મનસુબો, હર બ્રહ્માથી નવ ફરે-કૃષ્ણુને.

દોરી સર્વની એના હાથમાં ભરાવ્યું ડગલું ભરે;
જેવો જંત્ર વગારે જંતરી, તેવો સ્વર નીસરે-કૃષ્ણુને.

જેવું જેટલું જે જેમ કાળે તે તેને કર ઠરે;
એમાં ફેર પડે નહીં કોઇથી, શીદ કુટાઇને મરે-કૃષ્ણુને.

તારૂં ધાર્યું થાય એટલું, હરિ ઇચ્છા અનુસરે,
સદાકાળ એ રીત નીભે નહીં, હું પણુ શિદ તું ધરે-કૃષ્ણુને.

થાવાનું અણુચિંતવ્યું થાશે, ઉપનીષદ ઓચરે;
રાખ ભરોસો રાખા વરનો, દયા તું શીદને ડરે-કૃષ્ણુને.

# પ્રભુ દુઃખને હરનાર છે.

નાથ વિના સંકટ કોણ નિવારે (૨)
સંકટ કોણ નિવારે, નાથ વિના, સંકટ કોણ નિવારે (ટેક)
ધર્મ કર્મ અમે નથી કીધાં, આવ્યા શરણ તમારે;
દીનાનાથ વિના પ્રભુ અમને દુઃખથી કોણ ઉગારે—નાથ૦
દયા ક્ષમાના ગુણ પ્રભુ ધારે, એ વિશ્વાસ અમારે;
મંગળમય પ્રભુ પરમ કૃપાથી, પાપ સકળ સંહારે—નાથ૦
દુષ્ટ વાસના દૂર કરીને, જ્ઞાન વિવેક વધારે;
વિશ્વપિતા વિશ્વેશ્વર અમને, ભવથી પાર ઉતારે—નાથ૦



સંકટ સર્વે હરો, ભવપતિ સંકટ સર્વ હરો (ટેક)
અપરાધો અતિશય મેં કીધાં (૨)
અનુગ્રહ પૂર્ણ કરો—એ હાં અનુગ્રહ૦—ભવપતિ૦
અનન્ય ભાવથી રાખું તમારો (૨)
આશ્રય એક ખરો—એ હાં આશ્રય૦—ભવપતિ૦
કર જોડી હું વિનતિ કરૂં છું (૨)
તે પ્રભુ ચિત્ત ધરો—એ હાં તે પ્રભુ૦—ભવપતિ૦
કરૂણા દૃષ્ટિથી મુજ હૃદયે (૨)
પ્રેમળ ભક્તિ ભરો—એ હાં પ્રેમળ૦—ભવપતિ૦





# દુઃખમાં દિલાસો.

## ખરા ભકતો માટે ગુપ્ત જ્ઞાન.

**યાદ રાખજો કે દુઃખોની સામે થવાથી કાંઇ વળવાનું નથી, પણ તેને ભગવદ્ ઇચ્છા સમજી શાંતિથી ભોગવી લેવામાંજ મજે છે.**

કોઇ માણસને ઘરમાં પૂરેલો હોય, તે બહાર નીકળવા સારૂ ભીંતમાં માથું પછાડે તે સારૂ કાંઇ ભીંત ટૂટી જાય નહિ, પણ ઉલટું તેનું માથુંજ ફૂટે; તેમજ પ્રભુ આપણને જે દુઃખ આપે તે ભોગવવાંજ જોઇએ. એ ભોગવ્યા શિવાય બીજો કાંઇ પણ ઉપાયજ નથી. તેની સામે થવાથી એટલે કે દિલગીર થવાથી તે કાંઇ જવાનાં નથી. એથી તો ઉલટાં દુઃખ વધે છે; કારણ કે દુઃખોથી દિલગીર થયા કરવું ને હારી જવું એ ભીંતમાં માથું પછાડવા જેવું છે અને કાંટાની વાડમાં હાથ પગ પછાડવા જેવું છે. માટે એવી મૂર્ખાઈ નહિ કરતાં અને પોતેજ પોતાની મેળે પડયા ઉપર પાટુ નહિ મારતાં ભગવદ્દઇચ્છાથી આવી મળેલાં દુઃખો ધીરજથી પ્રભુને યાદ કરતે કરતે સહન કરવાં જોઇએ.

## જે છોડ પવનથી નમી જાય તે ફૂલવાળા થાય છે, અને લાકડાનું જે ઠુંઠું નમતું નથી તે મૂળ સહિત ઉખડી જાય છે. તેમજ જેઓ ભગવદ્ ઇચ્છાને આધીન થતા નથી તેઓનો પણ નાશ થાય છે.

આપણે જોઇએ છીએ કે કુમળા છોડ પવનથી નમે છે, પણ લાકડાનાં ઠુંઠાં પવનથી નમતા નથી, તેમજ જે સરલ હ્રદયના હરિજનો છે તે ઇશ્વર ઇચ્છાને આધીન થાય છે પણ બાવળના ઠુંઠાં જેવા સંસારીઓ છે તે ભગવદ્ઇચ્છાને આધીન થઇ શકતા નથી. પરિણામ એ થાય છે કે, જે છોડ પવનના ઝપાટાથી નમી જાય છે તે વખત જતાં ફળ ફૂલવાળા થાય છે, અને જે લાકડાનું ઠુંઠું નમતું નથી તે મૂળમાંથી ઉખડી જાય છે ને પડી જાય છે; તેમજ પ્રભુની ઇચ્છા પ્રમાણે ચાલનારાઓ ફળફૂલ મેળવશે એટલે કે સ્વર્ગ મેળવશે—પ્રભુને મેળવશે, અને ભગવદ્ઇચ્છાને આધીન નહિ થનારાઓ સંસારમાં હેરાન થશે તથા નરકનાં દુ:ખ પામશે. માટે ભાઇઓ! જેમ બને તેમ પ્રભુની ઇચ્છાને આધીન થવાની તજવીજ કરો.

---

## આંધળા માણસે પોતાના દોરનારને આધારે રહેવું જોઇએ, તોજ તે સલામતીથી આગળ વધી શકે; તેમજ આપણે પણ આપણી દોરી પ્રભુના હાથમાં સોંપવી જોઇએ.

જો આંધળો માણસ તેના દોરનારને આધારે રહે, તોજ તે સલામતીથી આગળ વધી શકે છે, પણ દોરનારની જો તે દરકાર ન કરે તો દરેક પળે તેને ફિકર રહે છે, અને ભૂલો પડી જાય છે તથા વખતે ખાડામાં પડી જાય છે. એવીજ રીતે આંધળા માણસની પેઠે આપણે પણ અજ્ઞાની છીએ. પ્રભુની માયાનો પાર પામી શકાય તેમ નથી; એટલે જો આપણને દોરનાર પ્રભુને છોડી આપણી

મરજી મુજબ ચાલીએ તો માયાના ચક્કરમાં ફસાઇ ગયા વિના રહીએ નહિ. અને જો માયામાં ફસાઇ જઇએ તો ચોરાશી લાખના ફેરામાં પડી જઇએ. એમ ન થાય માટે આપણી દોરી પ્રભુના હાથમાં સોંપવી જોઇએ. પ્રભુના હાથમાં આપણી દોરી સોંપી દેવાથી આપણે નિર્ભય થઇ જઇએ છીએ અને વખતસર ધારેલા મુકામે સલામતીથી પહોંચી શકીએ છીએ. જે આંધળો પોતાના દોરનારની દરકાર ન કરે તે રખડી પડે છે; તેમજ આપણે પણ ધર્મના કામમાં અને પ્રભુના રસ્તામાં મહા અજ્ઞાની છતાં પણ આપણી દોરી જો સમર્થ પ્રભુના હાથમાં નહિ સોંપીએ તો કદી પણ શાંતિ મેળવી શકશું નહિ અને કદી પણ ખરૂં સુખ પામી શકશું નહિ. માટે ભાઇઓ! પ્રભુના ચરણના શરણનું બળ ધરો અને આપણી દોરી દયાળુ પ્રભુના હાથમાં સોંપી દો; એટલે તે કરૂણાનો ભંડાર આપણું કલ્યાણ કરશેજ.



## જેણે પોતાની ઇચ્છા પ્રભુને સોંપી દીધેલી છે તેઓજ તરી ગયા છે. માટે આપણે પણ આપણી ઇચ્છા પ્રભુને સોંપી દેવી જોઇયે.

જેઓએ જોખમની ચાવી પોતાની પાસે રાખી છે તે તો માર્યાજ ગયા છે, પણ જેણે એ ચાવી ફેંકી દીધેલી છે તેઓજ બચી ગયા છે. કોઇ પણ શૂરવીર, કોઇ પણ સતી કે કોઇ પણ ભક્તને લો, અને જૂઓ કે તેનું શૂરવીરપણું, તેનું સતીપણું અને તેનું ભકતપણું શાથી છે? ચાવી ફેંકી દેવાથીજ. બીજું કાંઇજ નહિ. મીરાંબાઇથી ઝેરનો પ્યાલો કેમ પીવાયો? કારણ કે તેણે પોતાની જીંદગીની ચાવી જે પોતાની ઇચ્છા, તે પ્રભુને સોંપી દીધી હતી. નરસિંહ મેહેતાનું મામેરૂં શ્યામસુંદરને શા માટે પૂરવું પડયું? કારણ કે તેણે પોતાના જોખમની ચાવી, પોતાની ઇચ્છા, પ્રભુને સોંપી દીધી હતી; એટલે તેની ઉપર કાંઇ જોખમદારી નહોતી. સુરદાસની પાછળ પાછળ પ્રભુને શા માટે ફરવું પડયું? કારણ કે તેણે પોતાની ઇચ્છારૂપી ચાવી પરમ કૃપાળુ ભગવાન્ પ્રભુને સોંપી દીધી હતી. જેણે જીંદગીના જોખમની ચાવી એટલે કે

પોતાની ઇચ્છાઓ પ્રભુને સોંપી દીધી તેઓજ તરી ગયા છે, અને આપણે સૌ તેનાજ ગુણો ગાઈયે છીયે. માટે જેટલી બને તેટલી મજબૂતીથી આપણી ઇચ્છાઓ પરમ દયાળુ પ્રભુને સોંપી પ્રભુની ઉત્તમમાં ઉત્તમ ઇચ્છાને આધીન થાઓ.

## યાદ રાખજો કે દુઃખી ભગતો પ્રભુને ગમતા નથી.

એક મહાત્મા કહેતા હતા કે દુઃખી ભગતો પ્રભુને ગમતા નથી, કારણ કે ભગત એટલે શું ? અને દુઃખ એટલે શું ? એ તમે જાણો છો ? અનંત બ્રહ્માંડના નાથની સાથે જેને સ્નેહ થાય, તેનું નામ ભગત છે. જેના અનેક જન્મનું પાપ કપાઈ જાય તેનું નામ ભગત છે, જેની ઉપર પ્રભુની કૃપાનો વરસાદ વરસી રહ્યા હોય, તેનું નામ ભગત છે. જેના હૃદય ગળી ગયાં હોય- દ્રવિભૂત થઇ ગયાં હોય તેનું નામ ભગત છે. જેના અંતરમાંથી પ્રભુપ્રેમની ધારાઓ વહેતી હોય, તેનું નામ ભગત છે. જેનામાં સાચી સમજણ આવી ગઇ હોય ને જેનું જ્ઞાન ઠરી ગએલું હોય તેનું નામ ભગત છે. જેના વિચારો ખીલી ગયા હોય અને જેના અંતરમાં કુદરતી શાંતિ આવી ગઈ હોય તેનું નામ ભગત છે. જેની વાણીમાં મીઠાશ આવી ગઇ હોય, જેના ચ્હેરા ઉપર એક જાતનું સ્વાભાવિક તેજ છવાઇ રહ્યું હોય, અને જેનાં નેણ નીચાં ઢળી ગયાં હોય તેનું નામ ભગત છે. જેના મનમાંથી શંકાઓ મટી ગઇ હોય, અને જેના સંકલ્પ વિકલ્પ કાબૂમાં આવી ગયા હોય તેનું નામ ભગત છે. જેને સહન કરતાં આવડતું હોય તેનું નામ ભગત છે. જેના અંતરના બગીચામાં અનેક જાતના સદ્‌ગુણોનાં પુષ્પો ખીલ્યાં હોય તેનું નામ ભગત છે. જે સુખ દુઃખમાં સમતા રાખી શકે તેનું નામ ભગત છે. જેની આસપાસની હવા પણ શુદ્ધ થઇ ગઇ હોય અને જેની અંદર કાંઇક ખાસ પ્રકારનું આકર્ષણ આવી ગયું હોય તેનું નામ ભગત છે. અને પ્રભુપ્રેમમાં જે તરબોળ થઇ ગએલા હોય તથા એમાં ડુબકી મારી ગએલા હોય અને ફરીથી તેમાંથી નીકળવાનું મનજ

ન થતું હોય તેનું નામ ભગત છે. હવે મને કહો કે, આવા ભગતોમાં દુઃખ કયે ઠેકાણે રહી શકે? કારણ કે દુઃખ એટલે શું? એ તમે જાણો છો? એ માટે સંતો કહે છે કે,

દુઃખ એટલે અજ્ઞાન. દુઃખ એટલે પાપ. દુઃખ એટલે હદ બહારનો સ્વાર્થ. દુઃખ એટલે લાગણીઓની ગુલામગીરી, દુઃખ એટલે એક જાતનો અંધકાર. દુઃખ એટલે ખોટો મોહ. દુઃખ એટલે પ્રભુની પીછાન વગરની સ્થિતિ. દુઃખ એટલે પોતાના હુંપણાની વધી ગએલી ભાવના. દુઃખ એટલે વિકારોનું તથા વાસનાઓનું જોર. દુઃખ એટલે આત્માનું અજ્ઞાન. દુઃખ એટલે માનસિક નબળાઇ. દુઃખ એટલે પરાધીનતા અને દુઃખ એટલે ઇશ્વરથી વિમુખપણું. જીવની આવી સ્થિતિને અમે દુઃખ કહીએ છીએ. અને તે ભગતોમાં હોય કે? કહો કે નહિજ. અને જેનામાં એ બધું અથવા એમાંનું કાંઇ પણ હોય તે માણસ મોટા ભગત કહેવાય કે? નહિજ. કારણ કે ભગતને અને દુઃખને તો દુશ્મનાઇ છે. એટલે ભગત પાસે દુઃખ રહી શકેજ નહિ, અને દુઃખમાં ભગત રહી શકેજ નહિ. આવો મહાનિયમ હોવાથી મહાત્માઓ કહે છે કે, દુઃખી ભગતો પ્રભુને ગમતા નથી, પણ ઉપકાર માનનારા ભગતોજ પ્રભુને ગમે છે. માટે હવે જરા આપણી પોતાની સામું જુવો તો ખરા કે આપણે કઇ જાતના ભગત છીએ?



## વધારે સુખ આપવા સારૂજ પ્રભુ આપણને થોડું દુઃખ આપે છે.

ડાકટરો પ્લાસ્ટર મારે છે ને નસ્તર મૂકે છે એ શું તમે નથી જોયું? એ શા માટે? એક તો માણસ બિમાર હોય ને તેમાં વળી આવા હાલ તેની ઉપર શા માટે પાડવા જોઇએ? શું એ ડાકટરોનું નિર્દયપણું નથી? તમેજ કહેશો કે, ના. એ ડાકટરોનું નિર્દયપણું નથી, પણ એ તો ડાકટરોનું ડહાપણ છે. કારણ કે દરદીને દુઃખ દેવાની ઇચ્છાથી કે મારી નાંખવાની ઇચ્છાથી કાંઇ ડાકટરો નસ્તર મૂકતા નથી, પણ તેનું દરદ મટાડવા માટેજ

નસ્તર મૂકે છે; તેમજ પ્રભુ આપણને દુઃખ આપે છે, તે કાંઇ આપણી ઉપરનાં વેરને લીધે નહિ, પણ આપણને પવિત્ર કરવા સારૂ અને આપણું કલ્યાણ કરવા સારૂજ તે દુઃખ આપે છે. માટે ભાઇઓ! દુઃખથી દિલગીર નહિ થાઓ, પણ પ્રભુ જેવી સ્થિતિમાં રાખે તેવી સ્થિતિમાં આનંદથી રહેતાં શીખો. એવી રીતે રહેવું તેનુંજ નામ ભગવદ્દઇચ્છાને આધીન થવું છે; અને એજ સર્વ ધર્મનો સાર તથા પ્રભુને પામવાનો ટુંકામાં ટુંકો રસ્તો છે.



## દુઃખમાં પણ પ્રભુનો કાંઇક રૂડો હેતુ છે, એવો વિશ્વાસ રાખો.

લોકો અનાજને મસળે છે ને ખાંડે છે તે શા માટે? શું અનાજ ઉપરના વેરને લીધે? નહિ ભાઇઓ, અનાજે કાંઇ આપણું બૂરૂં કર્યું નથી. અને આપણે કાંઇ તેના દુશ્મનો નથી. અનાજને આધારે આપણે રૂડા લાગીએ છીએ, અને આપણા આધારે અનાજની શોભા છે; તેમજ પ્રભુના આધારે આપણે ટકી શકીએ છીએ, અને પ્રભુને કાંઇ આપણી ઉપર વેર નથી. પણ જેમ ફોતરાંથી ચોખા દૂર કરવા માટે તેને ખાંડણીમાં ઘાલીને સાંબેલાં મારીએ છીએ, તેમજ આપણાં જૂનાં પાપ દૂરં કરવા સારૂ અને આપણને પવિત્ર કરવા સારૂજ પ્રભુ આપણને કોઇ કોઇ વખત દુઃખ આપે છે. માટે દુઃખનો ઊંધો અર્થ કરી દિલગીર નહિ થતાં, એમાં પણ પ્રભુનો કાંઇક રૂડો હેતુ છે, એમ વિશ્વાસ રાખી, ભગવદ્દઇચ્છાથી આવી પડેલાં દુઃખોને શાંતિથી સહન કરો.



## મહાન ભગતો જગત્‌નાં દુઃખો કેમ ખમી શકે છે? અને દુઃખ ભોગવતાં છતાં તેઓ કેમ આનંદમાં રહી શકે છે?

## એનો ખુલાસો.

એ માટે સંતો કહે છે કે, જેઓ સાચા ભગતો છે તેઓ પોતાના શુદ્ધ અંતઃકરણથી હમેશાં એમ સમજે છે કે, દૈવ ઇચ્છાથી અમારી ઉપર જે દુઃખો આવી પડે છે, તે દુઃખો અમારા કલ્યાણને માટેજ હોય છે, અને તે દુઃખો અમોને ઇશ્વરી અલૌકિક સુખો આપવાને માટેજ હોય છે. જેમ કોઇ ભલો બાપ પોતાના દીકરાને કોઇ કારણસર ધમકાવે ત્યારે જુવાન દીકરાને તે વખતે એ ધમકી ગમતી નથી. પણ બંધુઓ! બાપની એ ધમકીમાં પણ બાપનું હેતજ હોય છે, અને એ ધમકીમાંજ તે છોકરાનું ભવિષ્યનું સુખ સમાએલું હોય છે. તેમજ પ્રભુ તરફથી ભગતોની ઉપર જે દુઃખો આવી પડે, તે દુઃખોની અંદર પણ પ્રભુની દયા હોય છે અને તે દુઃખોને લીધે ભગતો વધારે જોરથી ભક્તિમાર્ગમાં આગળ વધી શકે છે. માટે તેઓને દુઃખમાં પણ આનંદ હોય છે. બીજું તેઓ એ પણ સમજે છે કે, સારા સારા વૈદો પણ નાજુક પ્રકૃતિવાળા બાળકોને, સ્ત્રીઓને, તથા બિમારોને ઘણી વખત કડવાં ઓસડ પાય છે. કારણ કે હમણાં એ ઓસડો પીતી વખત કડવાં લાગે છે, પણ એ પછી તેમાંથી જે ફાયદો થવાનો હોય છે, તે બહુ કિંમતી હોય છે. માટે જે ડાહ્યા માણસો છે, તેઓ ઓસડની કડવાશ સામે જોયા કરતા નથી પણ તેમાંથી જે ફાયદો થવાનો છે તેની સામે જોયા કરે છે. તેમજ જે મહાન ભગતો છે, તેઓ પોતાની ઉપર આવી પડતા થોડીવારનાં સંસારિક દુઃખોની સામે જોયા કરતા નથી.

---

## જે સારૂં ખેતર હોય તેમાંજ ખાતર નાંખવામાં આવે છે, તેમજ જે પ્રભુના વ્હાલા હોય તેની ઉપરજ દુઃખ પડે છે.

કયા ખેતરમાં ખાતર નાંખવામાં આવે છે, એ તમને ખબર છે? જે સારૂં ખેતર હોય તેમાંજ ખાતર નાખવામાં આવે છે, અને

ખરાબ ખેતરોને તો પડતરજ રાખવામાં આવે છે. છાણ, મુતર, વિષ્ટા, હાડકાં, તથા ગામનો કચરો ને ગટરનું ગંધાતું પાણી ખાતરમાં હોય છે. એવી આપણને ખરાબ દેખાતી ચીજો ભલો ખેડુત પોતાના સારાં ખેતરમાં ખાસ નાંખે છે. કારણ કે તે ખાતર છે અને ખાતરની ખૂબી એ છે કે બહુ ફળ આપવું. આપણા ગામનો કચરો સારા ખેતરમાં પડવાથી જ્યારે મોટું ફળ આપે છે, ત્યારે ભકતજનરૂપી ભલી જમીનમાં પડતું દુઃખરૂપી ખાતર કેટલું બધું સારૂં ફળ આપશે એ ખ્યાલ તો કરો? માટે ભાઇઓ! આજથી યાદ રાખજો કે, ભક્તજન ઉપર આવી પડતી અડચણો તે ખરાં દુઃખો નથી, પણ ખાતર છે. ખાતર જરા ગંધાય તો ખરૂં પણ તેનો ફાયદો ઘણો છે, તેમજ દુઃખ ભોગવવાં વસમાં તો લાગશે, પણ તે શાંતિથી સહન કરવામાં બહુ મોટું ફળ છે, તે યાદ રાખજો.



## ફૂલ તોડાય ત્યારેજ તે દેવ ઉપર ચ્હડી શકે છે, તેમજ માણસો પોતાના ધર્મનાં દુઃખ ખમે ત્યારેજ તે પ્રભુને પામી શકે છે.

સુંદર ફૂલોને અને મીઠડી કળીઓને આપણે ઝાડ ઉપરથી તોડી લઇએ છીએ, તે શા માટે? શું તેને દુઃખ દેવા માટે? ના, ના, તેને ઉપયોગી બનાવવા માટે. તેને દેવ ઉપર ચ્હડાવવા માટે. જો એ ફૂલોને તોડયા વિના એમને એમ એ ઝાડ ઉપર રહેવા દીધાં હોત, તો તો થોડાજ વખતમાં કરમાઇ જાત, અને પોતાની મેળે ખરી જાત. જો એમ થાત તો તે અવગતે જાત. કારણ કે તેના જન્મની સાર્થકતા થઇ નહિ. કોઇ પણ વસ્તુના જન્મની સાર્થકતા તેનાં ઉપયોગીપણાથીજ થાય છે; અને ઉપયોગીપણું દુઃખથીજ આવે છે. માટે પોતાની ઉન્નતિને ખાતર તથા ઇશ્વરને પામવા સારૂ માણસ જાતને દુઃખ વિના ચાલે તેમ નથી. ઝાડ ઉપરથી ફૂલ તોડાય છે એટલુંજ માત્ર નહિ પણ તોડયા પછી પણ તેની ડાંડલીઓ ને પાંખડીઓ જુદી જુદી કરવામાં આવે છે. એ પછી તેમાં સોય ખોસવામાં આવે છે. ત્યારેજ તેની માળા થાય છે, અને

ત્યારેજ તે દેવ ઉપર ચ્હડી શકે છે. એવા સંસ્કાર થાય ત્યારેજ તે સુંદરીઓનાં કોમળ હૃદય ઉપર રહી શકે છે, અને એવાં દુઃખ ભોગવે ત્યારેજ તે રાજાઓના મુગટમાં જઇ શકે છે. એ પછી પોતાના ઓહારથી રાજાઓને, સુંદરીઓને તથા દેવોને પણ તે શોભાવે છે. આટલી બધી ઉત્તમતા, યાદ રાખજો કે દુઃખ ખમવાથીજ તેઓમાં આવે છે. માટે ભાઇઓ ! દુઃખથી દિલગીર નહિ થતાં એમજ સમજો કે દુઃખમાં પણ કુદરતી દિલાસો છે, દુઃખમાં પણ આશીર્વાદ છે. દુઃખમાં પણ ઇશ્વરની કૃપા છે, અને ધર્મનાં દુઃખો શાંતિથી સહન કરવાથીજ ઇશ્વરને પામી શકાય છે. માટે દુઃખથી દિલગીર નહિ થવાનો ઠરાવ ઠરો.

---

## અનંત કાળના મોક્ષનાં સુખ પામવા સારૂ દુનિયાના થોડાં દુઃખ ભોગવી લેવાં એ તો શૂળીનું સંકટ સોયમાં પતાવી દેવા જેવું છે.

ભાઇઓ ! આપણે સમજીએ તો ભગવદ્દઇચ્છાથી આવી મળેલાં દુઃખો તો આશીર્વાદ જેવાં છે. કારણ કે એથી તો શૂળીનું સંકટ સોયમાં પતી જાય તેમ છે. વિચાર તો કરો કે, જેને જન્મ દેશનિકાલની સજા થવાની હોય, તેનો પાંચ પંદર દિવસનાં સાદાં કેદખાનાંથી છૂટકો થઇ જતો હોય તો તે ભોગવી લેવાને કોણ ના પાડે ? તેમજ નરકમાંથી જો બચાતું હોય તો આ દુનિયાનાં થોડાંક દુઃખ ભોગવી લેવામાં શું મોટી વાત છે ? પણ આવા ખુલાસા આપણે ખુલ્લી રીતે સમજતા નથી, તેથીજ નાનાં નાનાં દુઃખો આપણી પાસે મોટા પહાડ જેવાં થઇ પડે છે; પણ જો સમજીએ તો વાતમાં માલ કાંઇ નથી. ઉલટું એમજ લાગી જાય કે, દુઃખરૂપે પ્રભુની દયાજ આપણી ઉપર વરસે છે, પણ આપણે તેને સમજતા નથી, એટલે તેનો લાભ લઇ શકતા નથી, તેથીજ દુઃખ દુઃખ કુટયા કરીએ છીએ. માટે દુઃખથી હિંમત નહિ હારી જતાં એમજ સમજો કે પ્રભુને અર્થે શાંતિથી અહિં થોડાં દુઃખો ભોગવી લેવાં એ શૂળીનું સંકટ સોયે પતાવવા જેવું છે.

---

## દુઃખ એ પાપની શિક્ષા છે. તે શિક્ષા ભોગવી લેવાથી પાપ કપાઇ જાય છે, એટલે પ્રભુની દયા આપણી ઉપર જલદી ઉતરે છે, માટે એ શિક્ષા ભોગવી લેવામાં આનાકાની કરો માં.

એક બાપને બે દીકરા હોય, તે બંને જણા કાંઈ ગુન્હો કરે, તેથી દિલગીર થઇને બાપ તે બંને છોકરાને યોગ્ય શિક્ષા કરે એ વખતે એક છોકરો પોતાની ભૂલ કબૂલ કરી નમી જઇને બાપની માફ માગે, અને બીજો બાપની શિક્ષાની સામે થાય, તેમાં ફાયદો કોને ? જે છોકરો પશ્ચાત્તાપ કરે, માફ માગે, ને માર ખમી રહે, તેની ઉપર બાપની દયા જલદી ઉતરશે અને જે છોકરો બાપના મારની સામે થાય તેને કાંઇ બાપ છોડી દેવાનો નથી. સામે થવાથી ઉલટો તે બે ચાર લાત વધારેજ ખાશે. તેમજ દૈવેચ્છાથી આપણી ઉપર આવી પડતાં દુઃખો એ પણ આપણા પાપની શિક્ષા છે. ધીરજથી એ શિક્ષા ખમવાથીજ પ્રભુની દયા આપણે મેળવી શકશું. પણ એ શિક્ષાની-એ દુઃખોની સામે થવાથી-એટલે કે હાયહોય કરવાથી તો ઉલટા વધારેજ દુઃખી થશું. માટે ભાઇઓ ! સુખથી ફૂલાઇ જાઓ માં, અને દુઃખથી હારી જાઓ માં, પણ જેમ પ્રભુ રાખે તેમ આનંદથી રહો.

---

## હોશિયાર વૈદ પણ બનતાં સુધી કડવી દવા નથી આપતા, ત્યારે આનંદસ્વરૂપ પ્રભુ આપણને વિના કારણ દુઃખ કેમ આપશે ?

આપણી ઉપર દુઃખ કયારે પડે છે એ તમને ખબર છે ? દુઃખ એ કાંઇ મજેની ચીજ નથી. એ તો માત્ર લાચારીનો ઉપાય છે. હોશિયાર વૈદ પણ બનતાં સુધી કડવી દવા નથી આપતો અને ગરીબમાં ગરીબ મા પણ બનતાં સુધી પોતાના છોકરાને હલકો ખોરાક આપતી નથી. ત્યારે તમો વિચાર તો કરો કે સુખનું સ્વરૂપ ને આનંદની મૂર્ત્તિ પ્રભુ આપણને ચાહીને દુઃખ કેમ આપશે ? એ તો જ્યારે આપણે શાસ્ત્રને ન માનીએ, ગુરૂઓની

દરકાર ન રાખીએ, મોટા પુરૂષોએ બતાવેલા સલામત માર્ગે ન ચાલીએ, ધર્મને બાજુએ મૂકીએ, અંતઃકરણની સલાહ ઉપર પાણી ફેરવીએ, સ્વર્ગનાં સુખોથી પણ ન લલચાઇએ, અને નરકની વેદનાની વાતોથી પણ ન ડરીએ ત્યારે લાચાર થઇને પ્રભુને દુઃખનો છેલ્લો ઇલાજ લેવો પડે છે, અને તે પણ આપણા ભલાંનેજ માટે. કારણ કે દુઃખથી માણસ લાચાર થઇને છેવટ પ્રભુની તરફ વળે છે. એવી રીતે પોતાની તરફ ખેંચવા માટેજ પ્રભુ આપણને દુઃખ આપે છે. માટે ભગવદ્દઇચ્છાથી આવી પડેલાં દુઃખો આપણે ધીરજથી ખમવાં જોઇએ.

## આપણાં પાપ કાપવા સારૂજ આપણને દુઃખ આપવામાં આવે છે.

એક નાના છોકરાને તેની મા ચોળી મસળીને સાબુથી ન્હવરાવવા લાગી, તેથી એ છોકરૂં રોવા લાગ્યું. તો પણ માએ તેનાં રોવાની દરકાર કરી નહિ, ને જ્યાં સુધી તેના શરીર ઉપર મેલ હતો ત્યાં સુધી તેને ધોયાજ કર્યું. જ્યારે મેલ બધો નીકળી ગયો ત્યારેજ તે શરીરને ચોળતી અટકી. મેલ કહાડવા માટેજ તે બચ્ચાંને તેની મા ધોતી હતી, કાંઈ છોકરાં ઉપર તેને વેર નહોતું. તેમજ દુઃખ દેવાની ખાતર તે કાંઇ ધોતી નહોતી, પણ બચ્ચું એ સમજતું નહોતું માટે રોતું હતું. પણ તેના રોવાથી મા કાંઇ તેને મેલું રાખી મૂકે નહિ, તેમજ આપણને દુઃખ આપવામાં પ્રભુને કાંઇ ફાયદો નથી, પણ આપણાં આગલાં કર્મનાં બંધનો કાપવા સારૂ અને આપણને પાપથી બચાવવા સારૂ તથા જગતનું મિથ્યાપણું જણાવવા સારૂ તે આપણને દુઃખ આપે છે. એટલે પાપ કપાયા વિના આપણા બૂમ બરાડાથી તે કાંઇ આપણને છોડી દેય તેમ નથી. માટે ભાઈઓ! દુઃખથી નિરાશ ન થાઓ, દુઃખથી નિરાશ ન થાઓ.



**ગાયને લાકડી મારવાનો કાંઇ ગોવાળને શોખ હોય નહિ, પણ તે ગાયના ફાયદા માટેજ હોય છે; તેમજ આપણને દુઃખ આપવામાં પ્રભુને કાંઇ લાભ નથી, પણ તે આપણા કલ્યાણને માટેજ છે.**

ગાયને લાકડી મારવાનો કાંઇ ભલા ગોવાળને શોખ હોતો નથી, પણ ગાયો આડે મારગે ન જાય માટે તેને હાંકવી પડે છે, તથા વખતે લાકડી પણ મારવી પડે છે. એવી રીતે લાચારીથી કોઇ વખત ગાયને લાકડી મારવી પડે તે ગોવાળને પોતાને ખાતર નહિ, પણ ગાયોના ભલાને માટેજ હોય છે. તેમજ આપણને જે દુઃખ પડે છે, તે પણ આપણાં કલ્યાણને માટેજ હોય છે. આપણે પાપમાં ન પડીએ અને પ્રભુને યાદ કરીએ તે સારૂજ આપણને કાંઇ કાંઇ અડચણો આવી પડે છે. કારણ સુખ કરતાં દુઃખમાં પ્રભુ વધારે યાદ આવે છે. પ્રભુએ પણ કહેલું છે કે,

चतुर्विधा भजंते मां जनाः सुकृतिनोऽर्जुन ।
आर्तो जिज्ञासुरर्थार्थी ज्ञानी च भरतर्षभ ॥

અ. ૭ શ્લો. ૧૬.

અર્થ:—હે ભરતવંશમાં શ્રેષ્ઠ અર્જુન ! ભલાં કામ કરવાવાળા ચાર પ્રકારના લોકો મને ભજે છે. ૧ દુઃખી, ૨ ધર્મને તથા પ્રભુને જાણવાની ઇચ્છાવાળા, ૩ ભોગ ભોગવવાનાં સાધનો મેળવવાની ગરજવાળા અને ૪ જ્ઞાની.

ભાઇઓ ! આ ચાર પ્રકારના ભક્તોમાં દુઃખીઆઓને પ્રભુએ પ્રથમ ગણાવેલા છે. તે એટલાજ સારૂ કે માણસો એમ સમજે કે દુઃખ એ માત્ર દુઃખજ નથી, પણ દુઃખમાં પ્રભુની ભક્તિ છે, અને દુઃખથી તો પાપથી બચી શકાય છે. પણ જેમ ગાયને ગોવાળની લાકડી ગમતી નથી તેમ આપણને દુઃખ ગમતાં નથી. પણ ગાયને એમ ક્યાં ખબર છે કે, એ ગોવાળની લાકડી વિના તો સરકારી ડબામાં પૂરાઇ જવાય, એ લાકડી વિના તો સાંઝે પોતાનાં વાછડાં પાસે પ્યાર કરવા ન પહોંચી શકાય, એ લાકડીને આધીન

થયા વિના તો ધણીના ઘરનાં ખાણુ ન ખવાય અને એ લાકડી વિના તો વખતે વાઘના મોઢામાં જઇ પડાય. એવું ન થાય માટે ગાયને ન ગમે તો પણ ગોવાળની લાકડીની જરૂર છે, ને એ લાકડીમાં મજે છે. તેમજ આપણને દુઃખ ગમતાં નથી, પણ જો સમજીએ તો તેમાં બહુ આનંદ છે. માટે ભાઇઓ! દુઃખથી કાયર ન થાઓ.

---

## જ્યારે બહુ કાળી મેઘલી રાત થાય છે ત્યારે વરસાદ આવે છે, તેમજ દુઃખ પછી તુરતજ સુખ આવે છે; માટે દુઃખથી કાયર ન થાઓ.

જ્યારે દુઃખ આવી પડે ત્યારે નક્કી સમજવું કે, ભગવાનની કાંઇક વધારે કૃપા આપણી ઉપર ઉતરવાની છે. કારણ કે દુઃખ પછી સુખ એ ઇશ્વરનો કાયદો છે. જ્યારે બહુ મેઘલી કાળી અંધારી ઘોર રાત્રી થાય છે, ત્યારે એ અંધારૂં ઘોર જોઇને લોકો ધારે છે કે, હવે જરૂર વરસાદ આવશે, ને ખરેખર એમજ બને છે. થોડાજ વખતમાં માર માર કરતા ધોધબંધ વરસાદ પડવા લાગે છે, તેમજ આપણાં દુઃખો એ પણ અંધારી કાળી મેઘલી રાતનાં જેવાં છે. તેની પછવાડે વરસાદ એટલે સુખ તૈયારજ છે. પણ વાત એટલી જ છે કે પવનનું ને વાદળાંનું તોફાન થયા વિના સરખો વરસાદ પડે નહિ. એ નાનકડું જરાવારનું તોફાન તો વરસાદ આવવાનું ચિહ્ન છે. તેમજ આપણી ઉપર આવી પડતાં દુઃખો એ આપણે માટે આવતાં ભવિષ્યનાં સુખોની નિશાની છે. માટે તમારી નબળી સ્થિતિ જોઇને કદી પણ દિલગીર થશો માં; કારણ કે બધાય દહાડા કાંઇ સરખા રહેવાના નથી. તેથી સાધુઓ ગાય છે કે,

(કવિત્ત.)

કબહુક બાગ હાથ બાજતે નગારે સાથ,<br>
કબહુક પાંઉ પ્યાદે શિર બોજ સહીએ;<br>
કબહુક મેવા મીસરી કે અરજીન હોય,<br>
કબહુક મુઠીભર ચુનગોહી લઇએ;

કબહુક આપ દ્વાર ભીર હૈ ભીખારન કી,
કબહુક આપ જાઇ પર દ્વાર રહીએ;
હારીએ ન હિંમત બિસારીએ ન હરિ નામ,
જેહી બિધ રાખે રામ તેહી બિધ રહીએ.



## નવાં પાંદડાં આવવા સારૂ શરદ્ઋતુમાં ઝાડના જુનાં પાંદડાં ખરી જાય છે; તેમજ આપણને વધારે સુખ મળવા સારૂ થોડાં દુઃખો આવે છે, માટે દુઃથી મુંઝાવું નહિ.

શરદ્ઋતુમાં ઝાડનાં પાંદડાં ખરી જાય છે તે શા માટે? ઝાડ મરી જાય તે સારૂ નહિ, પણ તેને જૂનાં ને બદલે બીજાં નવાં વધારે પાંદડાં આવે, તથા ભવિષ્યમાં તે વધારે ફળ ફૂલ આપે, માટે જૂનાં પાંદડાં ખરી જાય છે. જૂનાં પાંદડાંને ખરતાં જોઇ તે માટે ઝાડ અફસોસ કરે તો એ તેની ભૂલ છે. કારણ કે એ ઝાડનું જેટલું જાય તે કરતાં ઘણું વધારે થોડાજ વખતમાં તેને પાછું મળે છે. તેમજ આપણી ઉપર આવી પડતાં દુઃખો અને અડચણો એ પણ વરસાદ આવવાની અગાઉ થતાં જરા વારનાં તોફાનના જેવાં છે. એટલે એવાં ઘડી વારનાં દુઃખો સારૂ રોયા કરવું એ મૂર્ખાઇ છે. કારણ કે દુઃખો તો ખરી જતાં જૂનાં પાંદડાંના જેવાં છે. એને બદલે તો બીજાં ઘણાં નવાં સુખો આવવાનાં છે. પ્રભુ કયે રસ્તે આપણું કલ્યાણ કરશે તે આપણે શું સમજી શકીએ? માટે ગમે તેવું દુઃખ આવી પડે તો પણ તેથી દિલગીર થવું નહિ જોઇએ, પણ તેને ભગવદ્ ઇચ્છા સમજી, તેમાંથી કાંઇક સારૂંજ થશે એમ સમજી, શાંતિથી પ્રભુ ભજતે તેને ભોગવી લેવાં જોઇએ.



## જ્યાં સુધી આપણી ઇચ્છારૂપી ચાવી પ્રભુને ન સોંપીએ ત્યાં સુધી આપણો વિશ્વાસ કાચો સમજવો.

ચાવી કોને સોંપાય છે એ તમને ખબર છે? ખબર કેમ ન હોય? આપણે આપણી દુકાનના અજાણ્યા માણસને ચાવી ક્યાં સોંપીએ છીએ? નવી આવેલી ચંચળ વહુને આપણે ચાવી ક્યાં સોંપીએ છીએ? જોખમની ચાવી તો જે બહુજ પ્રમાણિક હોય, બહુજ હોંશિયાર હોય, અને બહુજ વિશ્વાસને લાયક હોય તેનેજ સોંપવામાં આવે છે. ચાવી સોંપી દેવી એ વિશ્વાસની પાકી નિશાની છે. વહુ જ્યારે બરાબર લાયક નીવડે ત્યારેજ વર અથવા સાસુ તીજોરીની ચાવી સોંપે છે; અને વહુને જ્યાં સુધી ચાવી ન મળે ત્યાં સુધી તેના મનમાં અસંતોષજ રહે છે. વર ઉપર ઉપરથી પ્રેમની ગમે એટલી વાતો કરે પણ જ્યાં સુધી વહુના હાથમાં ચાવી ન સોંપે ત્યાં સુધી ચતુર વહુ કાંઇ ખરેખરી ખુશી થાય નહિ, કારણ કે પૂરેપૂરા વિશ્વાસની ખાત્રી ચાવી છે. પૂરો વિશ્વાસ આવ્યો ન હોય ત્યાં સુધી કાંઇ ચાવી કોઇને સોંપાય નહિ, અને એ પણ યાદ રાખજો કે, જ્યાં સુધી ચાવી સોંપાય નહિ ત્યાં સુધી બન્ને વચ્ચેનો ભેદ પણ જાય નહિ. આ આશક માશુકનો વાંધો—આ ધણી ધણીઆણીનો વાંધો—એજ જીવ ઇશ્વરનો પણ વાંધો છે. ઇશ્વર ચાવી માગે છે. પણ જીવ તે સોંપતો નથી. જીવ ઇશ્વરને ચાવી નથી સોંપતો તેનું કારણ તેના મનનું અવિશ્વાસીપણું છે. જો તેના મનમાં ખરો વિશ્વાસ હોય તો પ્રભુને પોતાની ચાવી સોંપી દેતાં શા માટે વાર લગાડે? યાદ રાખજો કે આપણી ઇચ્છારૂપી ચાવી પ્રભુને મળ્યા વિના પ્રભુ કદી પણ રાજી થવાનો નથી. તમે વિચાર તો કરો, કે આપણી નિર્બળ બાયડી પણ આપણી પાસેથી ચાવી લીધા વિના સંતોષ પામતી નથી, અને આપણા વિશ્વાસમાં આવતી નથી; ત્યારે દેવાધિદેવ, અનંત બ્રહ્માંડનો નાથ, પુરૂષોત્તમ પ્રભુ આપણી ઇચ્છા-રૂપી ચાવી લીધા વિના આપણા વિશ્વાસમાં કેમ આવશે? ખાત્રીથી સમજી લો કે, આપણી ઇચ્છારૂપી ચાવી પ્રભુને સોંપ્યા વિના કદી પણ આપણું કામ થવાનું નથી. માટે ભાઇઓ! ઢીલ નહિ

કરતાં જેમ બને તેમ જલદીથી એ જીંદગીના જોખમની ચાવી તો પ્રભુનેજ સોંપી દો, એટલે તમે નિર્ભય થઇને સદા આનંદમાં રહી શકશો.

## ખુશીથી નહિ સોંપીએ તો અંતે લાચારીથી પણ આપણી ઇચ્છારૂપી ચાવી પ્રભુને સોંપવી પડશે કારણ કે, એ ચાવીનો માલિક છે.

જે સાસુ પોતાની ઉંધાઇને લીધે કે મૂર્ખાઇને લીધે ચતુર વહુને ચાવી સોંપતી નથી, અથવા જે વર પોતાના અભિમાનને ખાતર કે મૂર્ખાઇને લીધે પોતાની ડાહી વહુને સહેલાઇથી ચાવી સોંપતો નથી, તેને અંતે લાચારીથી પણ વહુને ચાવી સોંપવી પડશે. કારણ કે, ઘરની ધણીઆણી—ચાવીની માલીક વહુ છે. વખત આવે સાસુને ચાવી રાખવાનો અધિકાર નથી; ને તેમ છતાં પણ જો ચાવી પોતાની પાસે રાખી મૂકે તો તેને હડધૂત થવું પડે છે. છેવટ બીમારીમાં કે મરતી વખત પણ અંતે તેને ચાવી છોડી દેવી પડશે, ને એવી રીતે લાચારીથી ચાવી છોડી દેવી તેમાં તો દુઃખ છે, પણ ખુશીથી ચાવી છોડી દેવી તેમાં તો આનંદ છે. ધનને ચોર લૂંટી જાય છે એ જૂદી વાત છે અને ધનનું દાન કરવું એ જુદી વાત છે. જો કે બેઉ રસ્તે આપણી પાસેથી ધન તો જાય છે, પણ ચોર લૂંટી જાય તેમાં દિલગીરી છે, ને હાથે કરીને દાન કરવું તેમાં આનંદ છે; તેમજ અંતે હારીને લાચારીથી ચાવી છોડી દેવી પડે તેમાં મહા દુઃખ છે, અને પોતાની ખુશીથી, અંતરના ઉમળકાથી ચાવીને ભગવદ્ અર્પણ કરી દેવી તેમાં અલૌકિક આનંદ છે. આ ઉપરથી સમજાશે કે વાર્યું ન કરે તેને અંતે હાર્યું કરવું પડે છે. માટે રોઇ રોઇને પછડાતું પછડાતું જવું એ કરતાં હસી હસીને સામે જવું એ આનંદ કાંઇ ઓરજ પ્રકારનો છે. ભાઈઓ! ખરૂં ડહાપણ તો એજ છે, અને જીંદગીની ખરી સાર્થકતા તો એજ છે કે જેમ બને તેમ જલદીથી, સર્વોત્તમભાવથી પ્રભુને શરણ થઇ આપણી ઇચ્છારૂપી ચાવી પ્રભુને સોંપી દેવી અને પ્રભુની ઇચ્છાને આધીન થઇ તેના હુકમો પાળવા.

# આપણી ઉપર દુઃખ આવે છે તે સુખને માટેજ હોય છે.

એક ગામ બહુ મોટી નદીને કીનારે હતું. તે ગામને ઝાંપે નદી કીનારે એક બહુ મોટા વડનું ઝાડ હતું એ વડ ઘણા વરસનો જૂનો હતો. તેની નીચે બહુ છાંયા રહેતી હતી,તેથી ઘણા મુસાફરોને એ વડ નીચે આરામ મળતો હતો. ઘણાં છોકરાંઓ એ વડ નીચે રમતાં હતાં, અને ઉનાળામાં બપોરના તડકા વખતે ઘણાંએ ઢોરો એ વડ નીચે બેસતાં હતાં. તેથી એ વડનું ઝાડ એ ગામના લોકોને બહુ ગમતું હતું. એટલામાં એક સરકારી અમલદારે આવીને એ વડના ઝાડને કપાવી નાંખ્યું. તેથી એ ગામના સૌ લોકો બહુ દીલગીર થયા, અને એ વડનું ઝાડ કપાવનાર અમલદાર માટે ગમે તેવા ખરાબ શબ્દો બોલવા લાગ્યા, અને તેની વિરૂદ્ધમાં તેના ઉપરી અમલદાર ઉપર અરજી કરવા લાગ્યા.

એ પછી એ અમલદારે જે વડ કપાવી નાંખ્યો, તે વડનાં જાડાં લાકડાંમાંથી બહુ સુંદર ને મોટી હોડી બનાવી. એ હોડીને લીધે દરરોજ સેંકડો માણુસો નદીની પાર જવા આવવા લાગ્યા. તેથી ગામનો વેપાર વધ્યો, અને ઘણા લોકોને બહુ ફાયદો થયો. જયારે એ ગામમાં હોડી નહોતી ત્યારે ગામની પાસે રહેલી મોટી નદી ઉતરી શકાતી નહોતી, તેથી ઘણા લોકોને બહુ મુશ્કેલી પડતી હતી. એ મુશ્કેલી હોડીને લીધે દૂર થઇ, તેથી જે લોકોએ વડ કપાવનાર અમલદારને ગાળો દેતા હતા, તેજ લોકો વડમાંથી હોડી બનેલી જોઇને એ અમલદારનો ઉપકાર માનવા લાગ્યા ને તેની બુદ્ધિનાં વખાણ કરવા લાગ્યા.

બંધુઓ! યાદ રાખજો કે, આપણે પણ એ ગામડીયા લોકોના જેવાજ છીએ. આપણો વડલો કપાઇ જાય તે આપણને ગમતું નથી. કારણ કે, કપાઇ ગયેલા વડમાંથી હોડી બની જશે અને એ હોડીથી ઘણાં માણુસો નદીની પાર જઇ શકશે એ વાતની આપણને એ વખતે ખબર હોતી નથી, પણ વડ કાપનાર ડાહ્યો માણુસ તે વાત જાણે છે. માટે આપણે જરા ધીરજ રાખવી જોઇએ, અને આપણી ઉપર જે કાંઇ દુઃખો આવી પડે છે તે બધાંમાં પરમ-

કૃપાળુ પરમાત્માનો દયાળુ હાથ હોય છે, એમ સમજવું જોઇએ. જો એવી ખાતરી થાય અને સમજાઇ જાય કે, ધન જાય તે કાંઇક સદ્ગુણો આપવા માટે જાય છે, નોકરી જાય તે નોકરી કરતાં કાંઇક વધારે ફાયદો આપવા માટે જાય છે, તંદુરસ્તી બગડે તેનાથી પણ કાંઇક નવું જ્ઞાન મળે છે અને સગાંઓમાં મરણ થાય તેથી પણ ધર્મની વૃત્તિઓ જાગૃત થાય છે ને કાંઇક પરમાર્થ કરી શકાય છે. આવી રીતે કાંઇક પણ વધારે લાભ આપવા માટેજ દુઃખો આવે છે, એમ જો ખાતરી થઇ જાય તો દુઃખની દીલગીરી ઓછી થઇ જાય અને જેટલી દીલગીરી ઓછી થાય તેટલો વધારે સારી રીતે ધર્મ પાળી શકાય છે. માટે દરેક હરિજનોએ જેમ બને તેમ દુઃખમાંથી ધીરજ રાખતાં શીખવું જોઇએ, અને દુઃખનું પરિણામ સુખજ હોય છે એમ સમજી દુઃખમાંથી સુખ મેળવતાં શીખવું જોઇએ. એજ સાચા ભગતોનું લક્ષણ છે.

---

## દુઃખ આવવાનું થાય તેની પહેલાંજ દયાળુ પ્રભુ કાંઇક સગવડો આપી દેય છે.

ઘાટના મુલકમાં ગાડીને પહાડ ઉપર ચ્હડવાનું હોય છે, ત્યારે ગાડીને ઉપર ચ્હડતાં બહુ જોર પડે છે. એટલુંજ નહિ પણ કેટલાક પહાડોમાં ભુગદા કોતરીને રસ્તા કાઢેલા હોય છે તેમાં બહુ અંધારૂં હોય છે, તેથી જયારે ઘાટના મુલકમાં ગાડી પહોંચે ત્યારે અગાઉથીજ ગાડીને બીજું ઇન્જીન લગાડે છે. તથા અંધારી ગુફાઓ આવ્યા પહેલાંજ અગાઉથીજ રેલવેવાળાઓ બધી ગાડીઓમાં દીવા કરી રાખે છે. હવે વિચારો કે, પ્હાડ ચ્હડવાની મુશ્કેલી માટે પણ રેલવે કંપની જયારે પહાડ આવ્યા પહેલાંજ અગાઉથીજ બીજું ઇન્જીન લગાડે છે અને અંધારૂં આવ્યા પહેલાંજ દીવા કરી રાખે છે, ત્યારે દુઃખ આવે તેની અગાઉ તે દુઃખ ખમવા માટે તથા તે દુઃખ ઓછું થઇ જાય એ માટે પરમકૃપાળુ પરમાત્મા માણસોને શું કાંઇ સગવડ નહિ આપતા હોય? યાદ રાખજો કે, પ્રભુના રાજ્યમાં દરેક પ્રાણીઓને તેઓના પ્રમાણમાં પ્રથમ સગવડો આપવામાં આવે છે અને તે પછી દુઃખ આવે છે. જેમકે,

જે પ્રાણીઓને પાણીની અંદર રહેવાનું હોય તે પ્રાણીઓના શરીરની રચના પહેલેથીજ એવી બનાવવામાં આવે છે કે, તેને પાણીમાં રહેવાથી શરદી લાગે નહિ, પાણીમાં રહેવાથી તેમનાં શરીર સડી જાય નહિ, પાણીમાં રહેવાથી તેમને ખોરકની અડચણ પડે નહિ, પાણીમાં રહેવાથી તેમની પ્રજા ઉત્પન્ન થવામાં અંતરાય આવે નહિ, અને પાણીમાં રહેવાથી તેમને પોતાના જાતિબચાવનાં સાધનો મળ્યા વિના રહે નહિ. એવી બધી ગોઠવણો પ્રથમ પરમકૃપાળુ પરમાત્મા કરે છે અને તે પછી તેને પાણીમાં ઉત્પન્ન કરે છે. આવીજ રીતે જે પક્ષીઓને આકાશમાં ઉડવાનું હોય છે, જે જીવોને પૃથ્વીની અંદર રહેવાનું હોય છે, અને જે જીવોને બીજા જીવોની અંદર રહેવાનું હોય છે, તે સૌને તેઓના પ્રમાણમાં બચાવનાં સાધનો હોય છે, જીંદગી ટકાવવાની સગવડો હોય છે, અને આનંદ ભોગવવાના અવકાશો હોય છે. હવે વિચાર કરો કે, જ્યારે હલકા પ્રકારના જંતુઓને માટે પણ પરમકૃપાળુ પરમાત્મા અગાઉથીજ આટલી બધી તૈયારીઓ કરે છે, ત્યારે તેના કૃપાપાત્ર મનુષ્યો માટે પ્રભુ કેટલી બધી તૈયારી કરતા હશે એનો જરા ખ્યાલ તો કરો? એ ખ્યાલ કરતાં એમ લાગે છે કે, કોઇ પણ માણસની ઉપર કોઇ પણ જાતનું દુઃખ આવવાનું થાય તેની પહેલાં બીજી ઘણી જાતની અનુકૂળતાઓ તેને મળે છે, તથા એ દુઃખમાંથી પણ દિલાસો મેળવી શકે અને આગળ વધી શકે એવાં સાધનો તેને મળે છે. માટે યાદ રાખજો કે, એકલું દુઃખ કદી પણ આવતું નથી, પણ દુઃખ આવ્યા પહેલાં તે ખમવાની શક્તિઓ મળે છે, તથા દુઃખ ઓછું લાગે તેવા સંજોગો મળે છે. એટલુંજ નહિ પણ કાંઇક વધારે ફાયદો થઇ શકે એ માટેજ કેટલી વાર બહુ નાનાં નાનાં દુઃખો આવે છે. માટે હે હરિજનો! મારી તમને એટલીજ ભલામણ છે કે, દુઃખથી દબાઇ જશો માં, દુઃખથી હારી જશો માં, અને દુઃખથી રીબાયા કરશો માં. પણ જો ખરા ભગત થવું હોય તો દુઃખનો સદ્ઉપયોગ કરતાં શીખજો, અને દુઃખમાંથી પણ કાંઇક મોટો લાભ લઈ લેજો. એજ અમારી ભલામણ છે.

# ભગવાન જે કરે છે તે ભલુંજ કરે છે, એવો વિશ્વાસ રાખતાં શીખો.

એક ગરીબ માણસ હતો. તે મજુરી કરીને માંડમાંડ પોતાનો ગુજારો કરતો હતો. એક વખત ચાર દહાડા સુધી તેને કાંઇ કામ મળ્યું નહિ, તેથી તે બહુ હેરાન થવા લાગ્યો. કારણ કે, તેને ઘેર તો "આટા તોલા ઠીકરી જલતી હૈ" એવો મામલો હતો. કમાઇ આવે તો ખાય એમ હતું. એક દિવસનું પણ કાંઇ ઘરમાં નહોતું, તેથી કામ નહિ મળવાથી તે બહુ મુંઝાતો હતો કમાણી હોય કે ન હોય પણ કાંઇ ભૂખ લાગ્યા વિના રહે છે? એ તો એનો વખત થયો કે પેટ પાછું ખાલીને ખાલીજ, અને તેમાં પણ ગરીબોને તો ખાસ વધારે ભૂખ લાગે છે. કારણ કે, તેનું મન આખો વખત ખાવાના વિચારમાંજ રહે છે; એટલુંજ નહિ પણ તેઓને વધારે મેહેનત કરવી પડે છે એટલે વધારે ભૂખ લાગે છે; અને ભૂખના પ્રમાણમાં તેઓને સારો ખોરાક મળતો નથી તેથી તેઓને તૃપ્તિ થતી નથી, એટલે તેઓ જ્યારે જોઇએ ત્યારે ભૂખાળવાજ દેખાય છે. આવાં માણસોને જ્યારે કામ ન મળે ત્યારે તેઓ કેવી મુશ્કેલીમાં આવી પડે છે, એ વિચારવું કાંઈ મુશ્કેલ નથી. આ દુનિયાના બહુ મોટા મોટા ખાડા પૂરાય છે, લાખો રૂપીયાના ખાડા પૂરાય છે અને વખતે થોડોક સમુદ્ર પણ પૂરાય છે, પણ પેટનો પાશેરનો ખાડો કોઇથી પૂરાતો નથી. મુંબઇમાં સરકારે દરિયો પૂર્યો એ સૌ કોઇ જાણે છે, પણ છપ્પનીયામાં રખડતાં ગરીબ બિચારાં દુકાળીયાંના પેટનો ખાડો કોઇ પૂરી શક્યું નહોતું. આમ છે માટેજ આપણાં પવિત્ર શાસ્ત્રમાં અન્નદાનની કિંમત બહુ મોટી માનેલી છે, અને તે કરતાં પણ ગરીબોને રોજી અપાવવાનું પુન્ય બહુ મોટું છે. યૂરોપના લોકોના આચાર વિચાર ભલે આપણને નહિ ગમે તેવા છે, તેઓનું ખાવું પીવું બરાબર નથી, તોપણ તેઓ પોતાના ભાઇબંધોને રોજી આપવાના કામમાં આપણા કરતાં સેંકડો ગણા સરસ છે. તેઓની જાતવાળો કોઇ પણ માણસ ધંધારોજગાર વિના રખડતો ન હોવો જોઇએ એ તેઓનો સિદ્ધાંત છે. તેઓની આગળ એ બાબતમાં

આપણે ઉતરતા છીએ. આપણે ભલે ગમે તેટલા દયાળુ છીયે, ગમે એટલા ઉંચા છીયે, અને ગમે એટલા સારા ધર્મવાળા છીએ પણ જ્યાં સુધી આપણા ભાઇબંધોનું આપણા પેટમાં બળે નહિ અને જ્યાં સુધી આપણી શકિત પ્રમાણે તેઓને ધંધે રોજગારે લગાડીએ નહિ ત્યાં સુધી આપણે પ્રભુની નજરમાં કાંઇ ઉંચા નથી. ભલે આપણે આપણા મનમાં ગમે તેવા મોતીના ચોક પૂર્યા કરીએ, પણ જ્યાં સુધી આપણે નિરાધારોને આશરો ન આપીએ ત્યાં સુધી આપણું એ ઉચ્ચપણું કાંઇ પ્રભુના દરબારમાં કામ આવે તેમ નથી. માટે આપણે આપણાં કલ્યાણુ સારૂ આપણા ગરીબ ભાઇબંધોને ધંધારોજગારે લગાડી દેવાની ખાસ તજવીજ કરવી જોઇએ.

ચાર દહાડા સુધી કામ નહિ મળવાથી તે ગરીબ માણસ બહુ મુંઝાવા લાગ્યો. તેને તરેહવાર જાતના વિચાર આવવા લાગ્યા. તેને લાગ્યું કે આવી રીતે ભૂખનું દુઃખ તે કયાં સુધી ખમાશે? મારાથી ભીખ પણ કેમ મંગાય? એ કરતાં તો મરવું સારૂં. આમ વિચારો કરે છે એટલામાં એક શેઠનું માણસ તેને બોલાવવા આવ્યું. તેણે કહ્યું કે, આ પાસેના ગામમાં અમારે રૂપીયા મોકલવા છે માટે તું ખેપે જઇશ? ત્યારે તેણે હા પાડી. ચાર આના ખેપના કર્યા એટલે દુકાનેથી રૂપીયાની થેલી લઇને તે રસ્તે ચાલતો થયો.

એક કડકા બાલુ મીંયાભાઇને એ વાતની ખબર પડી તેથી તેણે વિચાર કર્યો કે, એ ખેપીયાને રસ્તામાં મારી નાંખવો ને રૂપીયાની થેલી લઇ ભાગી જવું. એમ ધારીને તે પોતાની બંદુક લઇ તેની જામગીરી સળગાવીને તે ખેપીયાની પછવાડે પછવાડે ચાલ્યો. તેના મનમાં એમ હતું કે, જરા વધારે મોટું જંગલ અને એકાંત આવે ત્યારે તેને મારૂં. તેથી તે એવા વખતની વાટ જોતો જોતો તે ખેપીયાની પાછળ પાછળ ચાલવા લાગ્યો. એટલામાં ખૂબ વરસાદ પડવા લાગ્યો તેથી ખેપીયો ભીંજાઇ ગયો, એટલે તે એક વડના ઝાડ નીચે રોકાઇ ગયો, અને પોતાનાં કપડાં નીચોવવા લાગ્યો, એટલામાં પેલો મીંયાભાઇ આવી પહોંચ્યો. બંને જણાએ અરસપરસ કયાં જવું છે

એમ પૂછ્યું. પછી પેલો ખેપીઓ અફસોસ કરીને કહેવા લાગ્યો કે, આ વરસાદે મને બહુ દુઃખ દીધું. માંડ માંડ ચાર દિવસે ખેપ મળી તેમાં વળી મેહુની મોકાણ નડી. હું જાણું હમણાં ખેપે જઇને પાછો ફરીને આવીશ, પણ હવે કાંઇ પહોંચાય તેમ નથી. રાત એ ગામમાંજ રહેવું પડશે. ચાર આના ખેપના મળશે તેમાંથી બે આના તો અહીંજ ખવાઇ જશે. જો વરસાદ ન વરસ્યો હોત તો હું મઝેથી ઘેરે પહોંચી જાત. એ સાંભળીને તે મીંયાએ કહ્યું કે, તારૂં નશીબ જોરાવર છે તેથી વરસાદ વરસ્યો. જો વરસાદ ન થયો હોત તો અત્યારે તો તું સ્વધામ પહોંચી ગયો હોત એ વરસાદ વરસ્યો તેથી મારી બંદુકની જામગીરી બુઝાઇ ગઇ ને હું પણ ભીંજાણો; તેથી મને ટાઢ ચ્હડી છે ને તાવ આવવાનો થયો છે. એ જોઇને મને લાગ્યું કે તેને બચાવવાની ખુદાની મરજી છે, નહિ તો બંદુકની જામગીરી શું કરવા ઠરી જાય? હવે તો મને તાવ ચ્હડયો છે તેથી એમ લાગે છે કે, આ માટીમાંથી બનેલું શરીર તો માટીમાં મળી જેશે ત્યારે હું તે કોને સારૂ આ પાપ કરૂં છું? ભાઇ, ખુદા જે કરે છે તે ભલુંજ કરે છે. એ વરસાદ પડવાથી હું પાપમાંથી બચ્યો ને તું મોતમાંથી બચ્યો. જો વરસાદ ન પડયો હોત તો હું તને માર્યા વિના છોડત નહિ; ને અંતે પાપ કયાંઇ છુપું રહે છે! મારા પણ એવાજ હાલ થાત, હું પણ ફાંસીને લાકડે લટકી જાત. એમાંથી ખુદાએ આપણને બચાવી લીધા માટે ઉપકાર માન. લુગડાં ભીંજાયાનો અફસોસ શું કર્યા કરે છે? મને માફ કરજે હો ભાઇ, રોજી વિના બેકાર હોવાથી મને આ પાપના વિચાર સૂઝયા હતા.

તાવના તોરમાં બોલાઇ ગયેલી મીંયાભાઇની આ સાચી વાત સાંભળીને તે ખેપીઓ બહુ અજબ થયો. તેને લાગ્યું કે થોડીવાર પેહેલાં હું વરસાદને ગાળો દેતો હતો. નશીબનો વાંક કાઢતો હતો, અને પ્રભુ મનેજ હેરાન કર્યા કરે છે એમ સમજતો હતો, પણ આહા! શું પ્રભુની દયા છે! તે કયે રસ્તે કેમ ભલું કરી દેય છે તે આપણે કેમ જાણી શકીએ? નજ જાણી શકીએ. માટે ભાઇઓ! વિશ્વાસ રાખો કે, પ્રભુ જે કરે છે તે ભલુંજ કરે છે, પણ આપણે તેનો ભેદ સમજતા નથી માટે ફોગટનો હાય અફસોસ કર્યા કરીએ છીએ; પણ એમ કરવું એ બેવડું પાપ છે.

માટે જેમ પ્રભુ રાખે તેમ આનંદથી રહો અને પ્રભુ જે કરે છે તે ભલુંજ કરે છે એવો અંતરનો વિશ્વાસ રાખો, એટલે ખરાબ સ્થિતિમાં પણ તમને દિલાસો મળશે અને એવી ધારણાથી જલદીથી પ્રભુ કૃપા મળી શકશે.



## દયાળુ પ્રભુ પાસે કરેલી આપણી પ્રાર્થનાઓ કદી પણ વ્યર્થ જતી નથી, પણ તેની તરફથી જે અલો-કિક લાભ મળે છે તેની ખૂબી આપણે સમજતા નથી માટે બડબડયા કરીએ છીએ.

એક તીર્થની જગ્યામાં કોઇ સુરદાસ બેઠો બેઠો ભજન ગાતો હતો ને ભીખ માગતો હતો. તેને કોઇ કોઇ લોકો કેળાં, પેરૂ, ચોખા, ને પાઇ કે દોઢિયું આપતા જતા તેથી એ સુરદાસ ખુશી થતો હતો. એ પછી ત્યાં કોઇ એક ગૃહસ્થ આવી નીકળ્યો. તે સુરદાસના ભજનથી બહુ ખુશી થયો, તેથી તેણે પાંચ રૂપીઆની નોટ કહાડીને તે સુરદાસના હાથમાં આપી. સુરદાસ બિચારો નોટથી અજાણ્યો હતો તેણે પોતાના ગરીબ ગામડામાં કોઈ દિવસ નોટ જોઇ નહોતી. અને કાગળના કટકાથી રૂપિયા મળે એમ તેને ખબર નહોતી. તેમજ નોટમાં શું લખેલું છે તે કાંઇ તે જોઇ શકતો નહોતો, તેથી કોઇ શેઠે પોતાના હાથમાં કાગળનો કટકો આપ્યો છે એમ જાણીને તેને દિલગીરી લાગી. નોટ આપનાર શેઠે તેની પાસે બે ત્રણ ભજન ગવરાવ્યાં હતાં, અને એ ભજ-નમાં તથા સુરદાસની ગાવાની ઢબ છબનાં તેણે વખાણ કર્યાં હતાં તેથી સુરદાસને આશા હતી કે આ શેઠ જરૂર બે ચાર દોઢિયાં આપશે. તેથી જ્યારે તે શેઠે ઉઠતી વખત કહ્યું કે, ‘લ્યો સુરદાસ” ત્યારે સુરદાસનું મ્હોં મલકાવા લાગ્યું, ને હરખથી લાંબો હાથ કર્યો; પણ જ્યારે તેના હાથમાં નોટ આવી ત્યારે કાગળનો કટકો સમ-જીને દિલગીર થયો. તેને લાગ્યું કે, વાહ વાહ, વાહ વાહ, કરીને મફતનાં ભજન સાંભળી ગયો ને ઉલટો જતી વખત મારા જેવા આંધળા માણસની મશ્કરી કરી ગયો. આ કાગળના કટકાને હું શું કરૂં? હું તો જાણું બે ચાર દોઢિયાં આપશે, પણ એ તો સાવ ઘોએલ મૂળો નીકળ્યો, ઉલટો મશ્કરી કરી ગયો!

એમ બડબડતો બડબડતો મોઢું બગાડીને તે નોટ ફેંકી દેવા લાગ્યો એટલામાં પાસે બેઠેલા બીજા કોઈ ભલા માણસે કહ્યું કે સુરદાસજી એ કાગળનો કટકો નથી, એ તો પાંચ રૂપિયાની નોટ છે. સુરદાસે રૂપિયાનું નામ સાંભળીને પૂછયું કે, શું છે? તમે પણ મશ્કરી કરો છો કે? ત્યારે ભલા માણસે કહ્યું કે, નહિ નહિ, તમારા જેવા અપંગની મશ્કરી હોય કે? જેનો દિવસ ફર્યો હોય તે તમારા જેવાની મશ્કરી કરે. એ તો નોટ છે, એને સાચવી રાખો. એના પાંચ રૂપિયા આવશે. સુરદાસે કહ્યું કે, નોટ એટલે શું? જી બાવા, મને કાંઇ નોટ બોટની ખબર નથી. ત્યારે તે માણસે કહ્યું કે, એ સરકારી કાગળ છે. સરકારના રાજ્યમાં જ્યાં જાઓ ત્યાં એના રૂપિયા મળી શકે. એ સાંભળીને સુરદાસ બહુ રાજી થયો અને તે નોટને ધોતિયાંને છેડે બાંધી પાંચ સાત ગાંઠ પાડતાં કહેવા લાગ્યો કે, હું તો બે ચાર દોઢિયાંની આશા રાખતો હતો, પણ એ શેઠ તો બહુ ભલો, પાંચ રૂપિયા આપી ગયો. ઓહો! એવા પણ દુનિયામાં પડયા છે ના? તમે પણ બહુ મહેરબાની કરી, નહિ તો હું એને કાગળનો કટકો સમજીને ફેંકી દેત.

ભાઇઓ! આપણી પ્રાર્થનાઓથી રાજી થઈને પ્રભુ પણ આપણને ઘણુંએ આપે છે, પણ આપણે પેલા સુરદાસના જેવા આંધળા છીએ, અજ્ઞાન છીએ, એટલે પ્રભુ જે અલૌકિક વસ્તુ આપે છે તેની કિમ્મત આપણે સમજી શકતા નથી. પ્રભુ આપણને બીજું કાંઇ પણ ન આપે, પણ પાપથી બચાવે ને અંતરની શુદ્ધિ આપે એ શું થોડું છે? દોઢિયાંનાં ત્રણ ચાર મળે તે કેળાં કે પેરૂ જેવાં દુનિયાદારીનાં સુખ તે આપણને ન આપે, અને તેને બદલે હૃદયની શુદ્ધિ આપે કે જેથી પ્રભુનું જ્ઞાન મેળવાય એ શું ઓછું છે કે? તથા પાપની માફીરૂપી નોટ આપે, કે જેથી નરકથી બચાય, એ શું થોડું છે કે? માટે યાદ રાખજો કે આપણી પ્રાર્થનાઓ કદી પણ વ્યર્થ જતી નથી, પણ ઉલટું આપણી માગણીઓ કરતાં ઘણું વધારે આપણને મળે છે. પણ આપણે આપણા દુનિયાદારીના સ્વાર્થમાં એટલા બધા આંધળા બની ગયા છીએ કે પ્રભુની એ અલૌકિક બક્ષીશની કિંમત આપણે સમજી શકતા નથી માટે ભાઇઓ! વિના કારણ પ્રભુનો વાંક નહિ કાઢતાં આપણા પોતાનાજ દોષ સમતાંજ શીખો.

## ખરા ભકતો એમજ સમજે છે કે, અમારૂં ભુંડું થતુંજ નથી. તે વિષે એક ભકતની વાત.

એક બહુ મ્હોટા ભગત હતા. તેઓની પૈસા સંબંધી સ્થિતિ બહુ સારી હતી, અને કુટુંબ સુખની બાબતમાં પણ તેઓ બહુ ભાગ્યશાળી હતા. આવી રીતે હરેક બાબતોની સગવડ છતાં પણ તેઓ અતિશય પ્રભુપ્રેમી હતા, અને તેમની રહેણીકરણી બહુજ ઉંચા પ્રકારની હતી. મતલબ કે તેઓ દુનિયાને દેખાડવાને માટે ભગત થયા ન્હોતા, લોકાચારની રીત પ્રમાણે વર્તવા સારૂ ભગત થયા ન્હોતા, અને દેખાદેખીથી કે કોઇ જાતનાં વેગનાં પૂરમાં તણાઇ જઇને ભગત થયા ન્હોતા, પણ પોતાની ફરજ સમજીને ભગત થયા હતા. પોતાની જીંદગીની સાર્થકતા કરવા સારૂ ભગત થયા હતા. જગત્‌માં ભકિત કરતાં બીજી વધારે સારી વસ્તુ કોઇ છેજ નહિ, એમ અનુભવ લઇને તેઓ ભગત થયા હતા અને પ્રભુનો મહિમા સમજીને તેઓ ભગત થયા હતા. એટલુંજ નહિ પણ તેઓ કાંઇ શરીરની, ઇંદ્રિઓની કે મનની ભકિતમાંજ રહી ગયા ન્હોતા, પણ તેઓ તો પોતાના આત્માવડે પરમાત્માને પકડવાની કુચી જાણતા હતા. એટલે તેઓ ભકિતરસમાં ગળી ગયેલા હતા, અને પ્રભુપ્રેમમાં ડુબી ગયેલા હતા તેથી તેઓની ભકિત ઘણાં વરસો સુધી એવી એકસરખી ચાલી જતી હતી. એટલુંજ નહિ પણ તેમાં દિનપ્રતિદિન વૃદ્ધિ થતી હતી. એમ ઘણાં વરસો સુધી ચાલ્યા પછી એક વખત એમ બન્યું કે, તે ભગતે પોતાના વીશ હજાર રૂપિયા જે શેઠીયાને ત્યાં વ્યાજે મૂકયા હતા, તે શેઠીયાએ દીવાળું કાઢયું. તેથી એ ભગતના વીશ હજાર રૂપિયા ડુબી ગયા. એ વાત સાંભળીને ભગતની ઓળખાણ પિછાણવાળા બીજા વ્યવહારિક લોકો બહુ અફસોસ કરવા લાગ્યા, અને ભગતને કહેવા લાગ્યા કે, આ તો બહુજ ખોટું થયું. તમારૂં આજીવિકાનું સાધન તૂટી ગયું. એ પૈસાની મદદને લીધે તમે નિરાંતે ભજન કરી શકતા હતા, તે પૈસા જવાથી હવે તમે બહુ મુશ્કેલીમાં આવી પડશો. એમ કહીને સહુ લોકો બહુ દિલગીર થવા લાગ્યા.

ત્યારે ભગતે કહ્યું કે, ભાઇઓ, તમે મારી ફિકર કરો માં. કારણ કે જે વીશ હજાર રૂપિયા મેં બહાર બીજે ઠેકાણે મૂકયા

હતા તે ગયા છે, પણ હજી બીજા વીશ હજાર રૂપિયા મારા ઘરમાં પડેલા છે. એટલે મને મારા ગુજરાન માટે મુંઝાવું પડે તેમ નથી. એમ કહી ઉલટા તે લોકોને દિલાસો આપવા લાગ્યા, અને કહેવા લાગ્યા કે, એમાં શું મ્હોટી વાત છે ? એ તો એમજ ચાલે. પૈસા જવાથી કાંઇ મારા અંતરનો આનંદ ગયો નથી. અને લક્ષ્મી તો ચંચળ છે. એનો ભરોસો શું ? એ તો મોડી વ્હેલી જવાનીજ. માટે એવી વાતોના કાંઇ અમને અફસોસ થતા નથી. આ પ્રમાણે કહીને લોકોને શાન્ત કર્યા.

એ પછી બે વરસની અંદર ભગતના ઘરમાં ચોરી થઇ, અને તેના વીશ હજાર રૂપિયા ચોરાઇ ગયા, એ વખતે ભગતનાં સગાં વહાલાં ને મિત્રો બહુ અફસોસ કરવા લાગ્યા ને કહેવા લાગ્યા કે, આટલું રોટલાનું સાધન હતું તે પણ ગયું. હવે તમે શું કરશો ? ઘણાં વરસ થયાં ધંધો છોડી બેઠેલા છો તેથી હવે બહુ મુશ્કેલી થશે. ત્યારે ભગતે કહ્યું કે, એમાં કાંઇ મ્હોટી વાત નથી. આપણે તો ભગવાનની ઇચ્છા પ્રમાણે ચાલવું જોઇએ. એ વસ્તુ મારા કામની નહિ હોય તેથીજ તેણે મારી પાસેથી ખેંચી લીધી હશે. હવે ગુજરાન માટે હું મારાથી બનતી મહેનત કરીશ. કારણ કે ધન ગયું પણ હજી મારૂં શરીર તો સારૂં છે ? મારા હાથ, પગ, આંખ, કાન વિગેરે ઇંદ્રિયો તો સારી છે ? મારૂં મન તો સારૂં છે ? અને મારી બુદ્ધિ તો સારી છે ? ત્યાં સુધી શું ફિકર.છે ? ટુંકા ખર્ચમાં ચલાવીશું ને જરૂર જેટલું કમાઇ લેઇશું. એમાં કાંઇ બહુ મુશ્કેલીની વાત નથી. માટે તમે મારી ફિકર ન કરો.

એ પછી થોડા મહિના ગયા બાદ ભગતનો એકનો એક દીકરો હતો તે ગુજરી ગયો. ત્યારે ભગતનાં સગાં વહાલાં તથા મિત્રો અને ઓળખાણ પિછાણવાળા બહુજ અફસોસ કરવા લાગ્યા. એ વખતે ભગત ઉલટા તેઓને સામો દિલાસો દેવા લાગ્યા, અને કહેવા લાગ્યા કે, સંસારની માયા એવીજ છે. જેટલો લેણાદેણીનો સંબંધ હોય તેટલો લેવાય. આ જગતની સગાઇઓ તો બધી એવીજ છે. દુનિયામાં કોઇની સગાઇઓ ટકી છે ? મોડી કે વહેલી એ સગાઇઓ તો તૂટવાનીજ. કારણ કે આગળ કે પાછળ સહુને જવું પડે છે એટલે અમે એવી વાતોનો અફસોસ કરતા નથી.

દીકરો ગયો પણ હજી અમે ધણી ધણીયાણી તો બેઠાં છીએ. એટલે જો ભગવાનની મરજી હશે તો વળી બીજો દીકરો આવશે. આવી રીતે લોકોને સમજાવી સમજાવીને દિલાસો આપવા લાગ્યા પણ પોતાના મનમાં દિલગીરીનો ધક્કો લાગવા દીધો નહિ કારણ કે બહારથી આવી વ્યવહારિક અડચણો આવતી હતી. પણ તેમના અંતરમાં પ્રભુપ્રેમના આનંદનો ઝરો વહ્યા કરતો હતો એટલે તેઓ અંદરથી શાન્તિ રાખી શકતા હતા, અને આવાં દુઃખોના વખતે પણ ભકિતનો આનંદ ભોગવી શકતા હતા.

એ પછી થોડા વખતની અંદર ભગતની બાઇડી માંદી પડી ને તે થોડા દિવસમાં ગુજરી ગઇ. ત્યારે લોકો કહેવા લાગ્યા કે, ભગત આ તો બહુજ ભૂંડું થયું. ઘડપણના વખતમાં તમને બાઇડીની મદદની જરૂર હતી. એવે ટાણે બાઇડી મરી ગઇ એ બહુજ મોટું દુઃખ થયું છે. હાય હાય! તમારા જેવો દુઃખી કોઇ નહિ. એક તો ધન ગયું, વળી દીકરો ગયો, અને ભકિતમાં મદદ કરે તેવી ભલી બાઇડી હતી તે પણ ગઇ. હવે તમે શું કરશો? ભગત તમે તો બહુ દુઃખી થઇ ગયા હો! આવી આવી વાતો લોકો ભગતની આગળ કહેતા હતા, ત્યારે તે ભગત તેઓને ઉલટો સામો દિલાસો આપતા, અને કહેતા કે, દુનિયાના ઘાટ એમજ ચાલે છે. જગતની રચના એવી છે કે સુખ દુઃખ તો થયાજ કરે. પણ એવા સુખ દુઃખના ધક્કા અંતરમાં પહોંચવા દેવા નહિ એજ ખૂબીની વાત છે. જો હું જીવતો રહીશ ને જરૂર પડશે તો બીજી બાઇડી પરણી લઇશ. એમાં શું મોટી વાત છે? એ બિચારીને તેનો દીકરો મરી જવાથી બહુ કલેશ થતો હતો. એમાંથી તે છૂટી એ ઠીક થયું છે. તેણે મારી બહુ સેવા કરી છે, અને અમારે ઘેર બીજા જે હરિજનો આવતા તેની પણ બહુ સેવા કરી છે, એટલે એનું તો સ્વર્ગમાં પણ ભલું થશે. એવાં ભલાં માણસો પોતાનો ધર્મ પાળીને મરી જાય તેનો અફસોસ ન કરવો જોઇએ. આવી રીતે ઉલટા તે ભગત લોકોને દિલાસો આપવા લાગ્યા પણ પોતાના અંતરમાંથી દિલગીર થયા નહિ, કે પોતાની શાન્તિનો ભંગ થવા દીધો નહિ.

એ પછી કેટલાક વખત બાદ ભગત પોતે બહુ માંદા પડયા. ત્યારે લોકો તેમના ખબર પૂછવા આવવા લાગ્યા, અને કહેવા

લાગ્યા કે, ભગત તમે કહેતા હતા કે ભગવાન ભગતોનું ભૂડું કરેજ નહિ પણ હ્યો, હવે તો તમે પણ ચાલવાના થયા. ધન ગયું એ દુઃખને તમે ન ગણકાર્યું, જુવાન દીકરો મરી ગયો એ દુઃખને પણ તમે ન ગણકાર્યું, અને ઘડપણના વખતમાં તથા ગરીબીના વખતમાં ઘરરખુ ભલી બાઇડી મરી ગઇ એ દુઃખને પણ તમે ન ગણકાર્યું, પણ હવે તો દુઃખી ખરા કે નહિ? જુઓને! તમારૂં શરીર અત્યારે કેવું લેવાઇ ગયું છે? અને તેમ છતાં મરતી વખત કુટુંબમાં કોઇ નહિ, એ દુઃખ શું થોડું છે? ભગત હાય હાય! હવે તો તમે પણ ચાલ્યા? એ તો બહુ ખોટું થાય છે હો! ત્યારે ભગતે કહ્યું કે ભાઈ, ભગતોનું ભુંડું થતુંજ નથી. અમારૂં તો જે થાય તે સારૂંજ થાય છે. જુઓને, હવે જો મોત આવશે તો આ નાશ પામી જાય એવા દેહમાંથી નીકળીને નાશ ન પામે એવા દેહમાં દાખલ થશું. જો મોત આવશે તો અહીંના રાગવાળા શોકવાળા ને અજ્ઞાન માણસોની સોબતમાંથી નીકળીને સ્વર્ગના દેવતાઓની સોબતમાં જશું. જો મોત આવશે તો મૃત્યુલોકમાંથી જઇને અમરાપણામાં સુખ ભોગવશું. અને જો મોત આવશે તો હમણાં મારી ને ભગવાનની વચ્ચે જે માયાનો પડદો છે તે નીકળી જશે, અને ઇશ્વરની હજુરના મહા આનંદો ભોગવી શકશું. માટે મોતમાં પણ અમારૂં તો કલ્યાણજ છે. કોઇ પણ સ્થિતિમાં રહેવાથી ભગતોનું ભૂંડું થતુંજ નથી. માટે તમે અમારી ફિકર કરો માં, ને અમારે માટે અફસોસ કરો માં. એ પછી થોડા વખતની અંદર તે ભગત હરિની હજુરમાં પધાર્યાં. એ મરતી વખતનો તેઓનો આનંદ જોયો હોય તો આપણને એમ લાગે કે, પોતાની ફરજો બજાવીને કેમ જાણે ઇનામ લેવા જતા હોય! તેવા આનંદમાં બહુ શાન્તિથી તેઓએ પોતાનો દેહ છોડયો હતો.

બંધુઓ! જે સાચા ભગતો હોય છે તેઓના અંતરમાં પ્રભુ પ્રેમના આનંદનો ઝરો વહ્યા કરે છે, એટલે તેઓ આવાં આવાં જગતનાં દુઃખોથી દિલગીર થતા નથી. કારણ કે એવા દુઃખોની વચ્ચે પણ તેઓ પોતાના અંતરની શાન્તિ જાળવી શકે છે, અને પ્રભુના આનંદમાં રમી શકે છે. તેથી વસ્તુઓ બદલાય, ને સંજોગો બદલાય એનાં દુઃખો તેઓને હેરાન કરી શકતાં નથી. આવી રીતે જ્ઞાન તથા ભક્તિના બળને લીધે બધે ઠેકાણે ને

બધી સ્થિતિમાં ઉંચા ભગતોને આનંદ આનંદ ને આનંદજ મળ્યા કરે છે, અને બધી સ્થિતિમાં તથા બધી દશામાં એવો આનંદ ભોગવ્યા કરવો એજ ભકિતની ખૂબી છે. અરે, એજ ભગતોની શ્રેષ્ઠતા છે. માટે ભાઇઓ અને બ્હેનો! જો સાચા ભગત થવું હોય તો હમેશાં આનંદમાં રહી શકાય તેમ કરો. દુઃખને વખતે પણ હમેશાં આનંદમાં રહી શકાય તેમ કરો.



## દોસ્તોના દોષ જોવાતા નથી ને તેના કેટલાક ઘા પણ ખમવા પડે છે; ત્યારે જે ખરા ભકત હોય તે પ્રભુના દોષ કેમ જોય ? અને પ્રભુના ઘા ખમવાની આનાકાની કેમ કરે ?

એક શેઠ ગાડીમાં બેસીને ફરવા જતો હતો. તેની ગાડી એક વેશ્યાના ઘર પાસેથી નીકળી ત્યારે તે રાંડે કાગળના કુચાનો દડો બનાવીને તે શેઠ ઉપર ફેંકયો. એ દડો શેઠની પાઘડી ઉપર વાગ્યો તેથી પાઘડી પડી ગઇ. પોતાની પાઘડી ઉડવાથી શેઠ ગુસ્સે થઇ ગયો ને તેની સાથેનો ભૈયો તથા ઘોડાવાળા બહુ ધામધુમ કરવા લાગ્યા. એટલામાં દડો મારીને છુપી ગયેલી કુશાની હસતી હસતી પોતાની બારીમાં આવીને ઉભી, ને કહ્યું કે શેઠ શું છે? એ દડો તો મેં નાંખ્યો. ત્યારે તે શેઠ હસી પડયો ને માણસોને કહ્યું કે કાંઇ નહિ, કાંઇ નહિ; ગાડી ચલાવો એ તો કુશાનીએ જરા રમુજ કરી છે.

વેશ્યાએ દડો મારીને રસ્તા વચ્ચે પાઘડી ઉડાવી નાંખી તો પણ તે શેઠને રીસ ચ્હડી નહિ; કારણ કે તે તેની વ્હાલી હતી. તેણે તે શેઠના પરીક્ષા કરવા માટે ને મશ્કરી કરવા માટે પ્રેમથી દડો ફેંકયો હતો; તેમજ પ્રભુ પણ આપણી પરીક્ષા માટે આપણી ઉપરના પ્રેમને લીધે કોઇ કોઇ વખત ઘા મારી હેય છે, તેથી દિલગીર થવું નહિ જોઇએ. આપણું છોકરૂં આપણી મૂછો તાણે આપણી બાયડી વખતે આપણને કડવાં વચન કહી લેય અને આપણા મિત્રો કોઇ કોઇ વખત કાંઇ ભૂલો કરે, તો પણ તે બધાં ઉપર આપણે ખરેખરા ગુસ્સે

થતા નથી, અને પ્રભુ આપણને સ્હેજ તકલીફ આપે તો તેની સામે ફરંટ થઇ જઇએ છીએ, તેનું શું કારણ છે? તેનું કારણ એજ કે આપણે બીજાઓ ઉપર જેટલો પ્રેમ રાખીએ છીએ તેટલો પ્રેમ પ્રભુ ઉપર રાખી શકતા નથી. તેથી બીજાઓનું સાંખી શકીએ છીએ, તેટલું પણ પ્રભુનું સાંખી શકતા નથી. માટે જ્યાં સુધી પ્રભુની ઇચ્છાની સામે થવાને આપણમાં જોસ રહે ત્યાં સુધી નક્કી સમજવું કે, આપણે પ્રભુને ઓળખ્યો નથી. પોતાના પ્રેમપાત્રના દોષ દુનિયામાં જોવાતા નથી, ત્યારે પ્રભુ ઉપર જો આપણને સાચો પ્રેમ હોય તો તેના દોષ કેમ જોઇ શકાય? ને તેના ઘા ખમવામાં આનાકાની કેમ કરી શકાય? આપણે આપણા કહેવાતા દોસ્તો સારૂ ને ખુશામતિયાઓ સારૂ પ્રાણ આપવા તૈયાર થઇએ, અને પ્રભુ તરફથી કોઇ દિવસ કાંઇ અડચણ આવી પડે તો બૂમાબૂમ ને દોડાદોડ કરી મૂકીએ એ શું વૈષ્ણવપણું છે? એ શું પ્રેમલક્ષણા ભકિતની રીતિ છે?

---

## પ્રભુ જે કરે છે તે સારૂ જ કરે છે; પણ આપણે તેનો ભેદ સમજતા નથી, માટે આપણને તે કડવું લાગે છે.

મહાન્ ભકતો હમેશાં પાકી રીતે એમ સમજે છે ને અનુભવે છે કે, પ્રભુ જે કરે છે તે સારૂંજ કરે છે. એટલુંજ નહિ પણ તેઓ વિશ્વાસપૂર્વક એમ પણ માને છે કે, માઠું થાય તે સારાંને કાજે. આવો વિશ્વાસ આપણે જીગરથી રાખી શકતા નથી, એજ આપણામાં ને ભકતમાં ભેદ છે. માઠું થાય છે તે સારાંને કાજે, એ વાતના ટેકામાં ભકતો દાખલો આપે છે કે,

એક ભકત દ્વારકાં જવા માટે આગબોટમાં બેસવા સારૂ બંદર ઉપર જવા ઘેરથી જવા નીકળ્યો. રસ્તામા કાંઇ અકસ્માતથી તેના પગે વાગ્યું, તેથી પાટા પીંડી કરતાં વાર લાગી ને આગબોટ ઉપડી ગઇ, એટલે તે ભક્તને બંદર ઉપર ધક્કો ખાઇને ઘેરે પાછું આવવું પડયું. ત્યારે તે ભક્તની રસ્તામાં લોકો મશ્કરી કરવા લાગ્યા ને પૂછવા લાગ્યા કે “ કેમ ભગત, દ્વારકાં જઇ આવ્યા? ” તે ભકતે

કહ્યું કે, "ભગવાન જે કરે છે, તે ભલુંજ કરે છે." એ સાંભળીને લોકો હસવા લાગ્યા, ને કહેવા લાગ્યા કે, તમારો પગ ભાંગ્યો એમાં પ્રભુએ સારૂં શું કર્યું? ભકતે કહ્યું કે, પ્રભુ ભલુંજ કરે છે. પણ તે ભલું કરવાના પ્રભુના રસ્તા આપણે સમજતા નથી, માટે આપણને તે બૂરૂં લાગે છે.

એ પછી બીજે દિવસે તાર આવ્યો કે, કાલે ઉપડેલી દ્વારકાંની આગબોટ રસ્તામાં ડુબી ગઇ છે ને તેમાંના કોઇ પણ ઉતારૂનો પતો નથી! એ ખબર મળ્યા પછી જે લોકો ગઇ કાલે, "કેમ ભગત દ્વારકાં જઇ આવ્યા?" એમ મશ્કરી કરતા હતા તે લોકોજ એ ભકતને મુબારકબાદી આપવા લાગ્યા, અને પોતાની ખુશીથી કબૂલ કરવા લાગ્યા કે, પ્રભુ જે કરે છે, તે રૂડુંજ કરે છે; પણ આપણે તેનો ભેદ સમજતા નથી તેથી આપણને એ કડવું લાગે છે. માટે એવી કડવાશ હૃદયમાં નહિ આવવા દેતાં પ્રભુ જે કરે છે તે ભલુંજ કરે છે, એવી ઉત્તમતા રાખતાં શીખો.



## મોતથી ડરવું નહિ, કારણ કે એમાં પણ પ્રભુની કાંઇક દયા હોય છે.

દુનિયાના બધા ધર્મોનો એ સિદ્ધાંત છે કે, સુખથી ફૂલાઇ જવું નહિ અને દુઃખથી દિલગીર થઇ જવું નહિ. છતાં પણ આપણે જોઇએ છીએ કે, જગત્‌માં બહુજ થોડાં માણસોને એ ઉપદેશ બહુ કામ લાગે છે. બાકી સૌ માણસો પોતાને ધર્મવાળા સમજ્યા કરે છે, પણ દુઃખમાં દિલાસો લઇ શકતા નથી. માટે દરેક હરિજનોએ દુઃખના વખતે ધીરજ રાખતાં શીખવું જોઇએ.

બંધુઓ! આ દુનિયામાં ઘણા પ્રકારનાં દુઃખો છે, પણ તેમાં મોતનું દુઃખ સૌથી વધારે ભયંકર છે. તેથી જ્યારે આપણા કોઇ સ્નેહીનું મરણ થાય ત્યારે આપણે ધીરજ રાખી શકતા નથી, અને તેમાં પણ સ્ત્રીઓનું જ્ઞાન તો એ વખતે સાવ માર્યુંજ જાય છે, વિવેક વીસરી જાય છે, સ્મૃતિ ભમી જાય છે; અને ડહાપણ દૂર ખસી જાય છે, કારણ કે તેઓ બહુ મોહવાદી હોય છે અને દુઃખનાં રહસ્યો જાણવાની તસ્દી લેતી નથી, તેથી તેઓ વધારે

અફસોસમાં ડૂબી જાય છે. પણ અફસોસમાં ડૂબવાથી પરિણામ એ થાય છે કે, ધર્મ ઢંકાઇ જાય છે, અને દિલગીરીને લીધે અધર્મ વધી જાય છે, તથા નર્ક સામે ખડું થઇ જાય છે. આવી મહાન્ ખરાબી ન થાય માટે શાસ્ત્રો તથા સંતો વારંવાર આપણને એમ કહે છે કે, મોતનો અફસોસ કરો માં, મોતનો અફસોસ કરો માં, પણ એ વાત આપણને ગળે ઉતરતી નથી. માટે એ બાબત સમજાવવા સારૂ એક સંત કહેતા હતા કે,

ઘેટાંઓને જ્યારે ડુંગર ઉપર ચઢાવવાનાં હોય ત્યારે તેનો ભરવાડ ઘેટાંના બચ્ચાંને ઘેટાંની પાસેથી તેડી લેય છે. કારણ કે નાનાં બચ્ચાંઓ કાંઇ ડુંગર ઉપર ચ્હડી શકે નહિ, તેઓમાં કાંઇ એટલું જોર હોય નહિ અને બચ્ચાંઓ ચાલે નહિ ત્યાં સુધી તેની માતાઓ પણ આગળ વધી શકે નહિ. માટે તાજું લીલું ને સુંદર ઘાસ ચરાવવા માટે ઘેટાંના ટોળાંને જ્યારે પહાડ ઉપર ચઢાવવાની ભરવાડની ઇચ્છા થાય ત્યારે તે તેના બચ્ચાંઓને ઉપાડી લેય છે. તેમજ યાદ રાખજો કે, કોઇ કોઇ વખત પ્રભુ પણ એમજ કરે છે. તેને જયારે એવી ઇચ્છા થાય કે અમુક માણસને મારે જ્ઞાન ભકિતના પહાડ ઉપર ચડાવવું છે, પણ તે માણસ એવા મોહમાં ફસાઇ ગયેલું છે કે, તેનું અમુક વ્હાલું સગું દૂર ન થાય ત્યાં સુધી તે માણસ એ રસ્તામાં આગળ વધી શકશે નહિ. માટે એવે વખતે પ્રભુ તેના બાળકને કે તેના બીજા કોઇ સ્નેહીને ઉપાડી લેય છે. એથી એ વખતે જો કે તેને બહુ દુ:ખ થાય છે, પણ અંતે તેથી તે માણસને બહુ ફાયદો થાય છે. કારણ કે તે જ્ઞાન ભકિતના પહાડ ઉપર ચ્હડી શકે છે. માટે સમજી લેજો કે આપણા સ્નેહીઓનાં મરણમાં પણ પ્રભુની દયા હોય છે. કારણ કે તેઓ જીવતા હોય ત્યારે આપણાથી જે કામો નથી થઇ શકતાં, તે કામો તેઓના મરણ બાદ થઇ શકે છે. જેમકે,

અમે ઘણાએ એવા દાખલા જોયેલા છે કે, સગાંઓના મરણને લીધે લોભીઆ માણસો ઉદાર બની ગયેલા છે, રોગી માણસો નિરોગી બની ગયેલા છે, મૂર્ખ માણસો ડાહ્યા બની ગયેલા છે, પાપી માણસો પૂણ્યશાળી બની ગયેલા છે, ક્રોધી માણસોએ પોતાના ક્રોધ છોડેલા છે, કામી માણસોએ પોતાની વિષય વાસનાઓ છોડેલી છે, અદેખાઓએ પોતાની અદેખાઇ છોડેલી છે, અભી-

માનીઓએ પોતાનાં અભીમાન છોડેલાં છે, વેરીઓએ પોતાનાં વેર છોડેલાં છે અને વ્હાલાં સ્નેહીઓનાં મરણને લીધેજ ઘણાએ નાસ્તીકો આસ્તિક થઇ ગયેલા છે, તથા ઘણાએ મોહવાદીઓ ત્યાગી થઇ ગયેલા છે. આવી રીતે સ્નેહીઓનાં મોતથી પણ ઘણાં માણસોનાં જીવનમાં ઘણી જાતના ફેરફારો થઇ જાય છે. માટે મોતથી દિલગીર થવું નહિ, અને સ્નેહીઓનાં મરણના દુઃખમાં દબાઇ જવું નહિ. પણ એવા મુશ્કેલ વખતે પણ ધીરજ રાખતા શીખવું જોઇએ અને એવા દુઃખમાંથી પણ દિલાસો મળી શકે તેવા ઉપાયો કરવા જોઇએ તથા તેવું જ્ઞાન મેળવી રાખવું જોઇએ. એમ કરવું એ કદી બીજાઓને ગળે ન ઉતરે તો એ જુદી વાત છે, પણ હરિજનોએ તો દુઃખમાં દિલાસો રાખતાં શીખવુંજ જોઇએ. કારણ કે વિના ભક્તિ ફળીભૂત થતીજ નથી. અને દુઃખમાં દિલાસો રાખવાનો સર્વથી સારો ઉપાય એ છે કે આપણા ફાયદાને માટેજ દુઃખો આવે છે, એ વાત બહુજ ઉંડાણથી સમજી લેવી જોઇએ. જો એમ કરતાં આવડે તો ઘણી જાતનાં દુઃખો ઓછાં થઇ જાય છે અને પ્રભુના રસ્તામાં આગળ વધી શકાય છે. માટે મરણના દુઃખથી દિલગીર થશો માં, ને એવે વખતે બને એટલી ધીરજ રાખજો, એજ અમારી ભલામણ છે.

---

## દુઃખથી દિલગીર ન થવા વિષે.

### ભુજંગી છંદ.

પ્રભુને ગમે તે સમે સહુ સહેવું, સદા રાજી રાજી રૂદેમાં રહેવું;<br>
કદી હેબકી હામ હૈયે ન હારો, ઘણાં કષ્ટ કાળે ઘણું ધૈર્ય ધારો. ૧<br>
સૃજ્યો ઇશ્વરે વિશ્વનો ખેલ એવો, જુઓ માંડવો મેહનો હોય જેવો;<br>
થનારો ઘડીમાં ઘડીમાં જનારો, ઘણાં કષ્ટ કાળે ઘણું ધૈર્ય ધારો. ૨<br>
મળે એક કાળે વિત્તાની વધાઇ, મળે એક કાળે મહા ભોગ ભાઇ;<br>
ન ચાલે સદા કાળ સારો નઠારો, ઘણાં કષ્ટ કાળે ઘણું ધૈર્ય ધારો. ૩<br>
જતી હોય જો આબરૂ એક કાળે, થતી હોય કાયા કદી ભંગ ભાલે;<br>
પ્રભુની પૂરી એવી ઇચ્છા વિચારો, ઘણાં કષ્ટ કાળે ઘણું ધૈર્ય ધારો. ૪<br>
જૂઓ જાનકી રામ રાજાની રાણી, ખભે તેડીને રાવણે રોતી આણી;<br>
ધરી ધૈર્યને જોગ જેવો ગુજાર્યો, ઘણાં કષ્ટ કાળે ઘણું ધૈર્ય ધારો. ૫

સતી દ્રૌપદીને સભા મધ્ય આણ્યા, પતી દેખતાં પાપીએ વસ્ત્ર તાણ્યાં,
તથાપિ ન તે તો તજ્યાં પ્રાણ જ્યારો, ઘણાં કષ્ટ કાળે ઘણું ધૈર્ય ધારો. ૬
પીડા ભૂપ પામ્યો હરિશ્ચંદ્ર પૂરી, જીવ્યો કષ્ટ કાળે કરીને મજૂરી;
બડા હાથી હોદે હતો બેસનારો, ઘણા કષ્ટ કાળે ઘણું ધૈર્ય ધારો. ૭
કદી મિત્ર કેરૂં મહા કષ્ટ જોઈ, ઘણા ગાભરા થૈ રહેવું ન રોઈ;
ઉપાયો કરી આપદાથી ઉગારો, ઘણાં કષ્ટ કાળે ઘણું ધૈર્ય ધારો. ૮
કૂવામાં પડેલો કદી એક કોઇ, રહ્યો મિત્ર તેનો કૂટે માથું રોઈ;
કૂટયાથી કહો તે બચે શું બિચારો, ઘણાં કષ્ટ કાળે ઘણું ધૈર્ય ધારો. ૯
કશી જુક્તિ ચાલે નહિ જ્યાં કદાપિ, દિલે ધારી જોવું ન રોવું તદાપિ;
ભજે દેવ શાંતિ સજે એજ સારો, ઘણાં કષ્ટ કાળે ઘણું ધૈર્ય ધારો. ૧૦



## દુઃખને વખતે પણ પ્રભુને ભૂલે નહિ તેજ ખરા ભકતો છે.

જ્યારે પાંદડાં ખરી પડે ત્યારે ઝાડની અંદરના પક્ષીઓના માળા ખુલ્લા દેખાઇ જાય છે. ખીલેલાં પાંદડાંની ઘટામાં તે બરાબર દેખાતા નથી. તેમજ માણસને જ્યારે દુઃખ પડે છે, ત્યારે તેના ધર્મની કસોટી થાય છે. આજુબાજુના વૈભવરૂપી પાંદડાં ખરી જવાથી દુઃખની વખતે આપણા હૃદયના ભાવ વધારે ખુલ્લા થાય છે. એટલે ધર્મની ખરી પરીક્ષા ત્યારે સહેલાઇથી થઇ શકે છે. જ્યાં સુધી બધી જાતની સગવડતા હોય, એકને બોલાવીએ ત્યાં ત્રણ જણ જવાબ દેતા હોય, એક ચીજ મંગાવીએ તો અગ્યાર ચીજ આવી પડે એવું હોય, ત્યાં સુધી ધર્મની ખરી પરીક્ષા થાય નહિ, પણ દુઃખમાંજ ધર્મની ખરી પરીક્ષા થાય છે. માટે દુઃખની વખતે પણ જેઓ ભક્તિ ન છોડે, પણ ઉલટા વધારે દૃઢતાથી પ્રભુમાં લાગુ રહે તેઓજ ખરા ભકતો છે. સગવડને વખતે યા કંઇક લાલેલોભે મંદિરમાં સૌ દોડી શકે છે, પણ દુનિયાદારીનાં દુઃખને વખતે પણ જેઓ પ્રભુને ન વિસરે, અને પોતાના ધર્મમાં ન ચૂકે તેઓજ ખરા ભક્ત છે.

ભક્તિમાં પણ છતના છણકા ને અછતના આંચકા તો સ્વાભાવિક રીતેજ હોય છે. એમાં કાંઇ નવાઇ નથી. જેમ કે, વેપારમાં સારી પેઠે નફો થયો હોય ત્યારે તો ચાંદીના પારણાં, ફૂલના હિંડોળા, નવી નવી પીછવાઇઓ, અને ઓચ્છવોનાં તેડાં-નોતરાંની બહુએ ધામધુમ થાય છે, તથા ઘણાએ નોકરો હોય, અને બધી જાતની સગવડ હોય ત્યારે તો આ છોવાઇ ગયું ને આ અભડાઈ ગયું, એમ થાય તેમાં કાંઇ નવાઇ નથી; પણ જ્યારે તંગીને વખતે, જંજાળને વખતે અને દુઃખને વખતે પણ પ્રભુને ન ભૂલાય ત્યારેજ તે ગૃહસ્થ ભક્તની બલિહારી છે. પણ એમ તો જે ખરેખરા ભાગ્યશાળી હોય, પ્રભુના કૃપાપાત્ર હોય, અને પૂર્ણ પ્રેમીભક્ત હોય તેનાથી જ બની શકે છે. બાકી તો દુનિયાં જોય છે કે, એવા શેઠિયાઓ જ્યારે માંદા પડે ત્યારે જેટલી વાર ડાકટરને યાદ કરવામાં આવે છે, તેટલી વાર પ્રભુને યાદ કરવામાં આવતો નથી. માટેજ મહાત્માઓએ કહ્યું છે કે, ધર્મની પરીક્ષા દુઃખને વખતેજ થાય છે, અને એમાં જે અડગ રહે, તેજ પ્રભુને વ્હાલા છે.



## ભગવદ્દઇચ્છાને આધીન થવા વિષે.

જે લૂગડાં સારાં હોય તેનેજ ધોકા મારી મારીને ધોવાય છે. ફાડી નાંખવા સારૂ તેને ધોકા મારતા નથી, પણ તેનો મેલ કાઢવા સારૂજ તેને ધોકા મારવામાં આવે છે. તેમજ પ્રભુના વ્હાલા ભક્તો છે, તેનેજ દુઃખ હોય છે. કારણ કે દુઃખરૂપી ધોકાથીજ તે પવિત્ર થાય છે. પણ જે ફાટેલાં, સડેલાં, ગંદીલાં ચીંથરાં હોય છે, તેને તો કાકડીમાં કે મસાલોમાં બાળીજ દેવામાં આવે છે. એવાં બળી જવાને યોગ્ય રખડતાં ચીંથરાંઓને ધોવાની મહેનત કોઇ લેય નહિ, સારાં કપડાં હોય તેજ ધોવાય. તેમજ જે પ્રભુનાં વ્હાલાં હોય છે, તેનેજ દુઃખ હોય છે. માટે દુઃખથી હિંમત નહિ હારો જોમો, પણ તેને ખૂબીથી ભોગવો. એમાં ખૂબી એજ છે કે દિલગીર થઇને ભોગવશો તો દુઃખમાં ડૂબી જશો ને ભગવદ્દઇચ્છાને આધીન થઇને શાંતિથી ભોગવશો, તો તરી જશો.

## ભગવદ્દઇચ્છાથી આવી મળેલાં દુઃખો, એ દુઃખ નહિ પણ પ્રભુની દયા છે.

કોઇ માણસ કુવામાં પડી ગયો હોય, ને ડુબી મરતો હોય, તેની કોઇ દયાળુ માણસ ચોટલી પકડી લઇને મરતો બચાવે, તો એ બચાવનાર માણસ ઉપર કાંઇ એવી ફરિયાદ મંડાય નહિ કે તે મારા બાલ કેમ ખેંચ્યા? કારણ કે તેને મરતો બચાવ્યો, એ ઉપકારના બદલામાં બાલ ખેંચ્યા એ શું બિસાતમાં? અને તે પણ પોતાને ખાતર નહિ પણ પરમાર્થને ખાતરજ તેણે બાલ ખેંચેલા હતા. એવીજ રીતે આપણે આ સંસારરૂપી સમુદ્રમાં ડુબેલા છીએ, ને પાપરૂપી કીચડમાં ફસાઇ ગએલા છીએ. તેમાંથી બચાવવા માટે પ્રભુ આપણને જરા તરા દુઃખ આપે છે, અને તેમ છતાં પણ એ બચાવવાનો ઉપકાર તો બાજુએ રહ્યો, પણ આપણે બાલ ખેંચવાની એટલે કે દુઃખની ફરિયાદ કરીએ છીએ. આપણી આ નીચતા અને પ્રભુની ઉત્તમતા તો જૂઓ? એ નીચતામાંથી બચવાનો ઉપાય એજ છે કે પ્રભુનું સ્મરણ કરતે કરતે શાંતિથી દુઃખોને ભોગવી લેવાં.



## સુખ હોય ત્યારે કોઇ ભાગ્યશાળીનેજ ભકિત સૂઝે છે, પણ દુઃખમાં સૌને પ્રભુ યાદ આવે છે; માટે આપણું કલ્યાણ કરવા સારૂ આપણી પાસે ભકિત કરાવવાની ઇચ્છાથી કોઇ કોઇ વખતે પ્રભુ આપણને દુઃખ આપે છે.

પ્રસંગોપાત વાત ઉપર વાત નીકળતાં એક ભકતે કહ્યું કે, એક વખત આગબોટમાં બેસીને અમે બહાર ગામ જતા હતા ત્યારે દરિયો શાંત હતો અને આગબોટ ઝપાટાબંધ સીધી રીતે ચાલી જતી હતી, તેથી સૌ લોકો આનંદમાં હતા. આગબોટની અંદર કોઇ ગંજીફે રમતા હતા, કોઇ ગરમાગરમ ચાને ઉનાં ઉનાં ભજીયાં પૂરી મંગાવતા હતા, કોઇ નાટકોનાં ગાયનો લલકારતા હતા, કોઇ શેરડી ખાતા હતા, કોઇ પ્રેમની વાતો કરતા હતા, કોઇ એક બીજાની ચર્ચા જોતા હતા ને ચેષ્ટા કરતા હતા, કોઇ

ઉંઘ ન આવે તો પણ ચાહીને સૂઇ જતા હતા, કોઇ છોકરાંઓને રમાડતા હતા, કોઈ આજુબાજુના દેખાવો જોતા હતા, કોઈ બીડી તમાકુ ને પાનપટીના બહારમાં હતા, કોઇ પોતાનો સર-સામાન સરખો કરતા હતા, કોઇ પોતાની પાસેના ભાતાંટીમણુ ઉપર હાથ ચલાવતા હતા, કોઇ અસલના ચમત્કારોની વાર્તાઓ કરતા હતા, અને કેટલાકો નજીવી બાબત સારૂ કરીને હલકા પ્રકારની બોલાચાલી કરીને પછી મારામારી ઉપર આવી જતા હતા. આમ ઘણો વખત ચાલ્યુ એ પછી સાંઝ પડવા આવી ત્યારે દરિયો તોફાની થવા માંડયો, ઉપરા ઉપર મોટાં મોટાં મોજા આવવા લાગ્યાં, આગબોટ હલકડોલક થવા લાગી, તેમાં ચોતર-ફથી પાણીની છાંટ આવવા લાગી અને ઉતારૂઓના પાણીના ઘડા તથા કુંજા ઉંધા વળવા લાગ્યા. થોડીવારમાં એકદમ તોફાન વધી ગયું. ભારે મોજાંઓના જોરને લીધે કોઇ કોઇના સામાનનું ઠેકાણું રહ્યું નહિ. માણસો ગુલાંટ ઉપર ગુલાંટ ખાવા લાગ્યાં અને એક બીજાની ઉપર પડવા લાગ્યાં. એ પછી તોફાનના આંચકાથી કોઇ દરિયામાં ન પડી જાય માટે સૌને ફાળકામાં પૂર્યાં. ત્યાં એવી ભીડાભીડ હતી કે જરા પણ હાલી ચાલી શકાય તેમ નહોતું. એથી હેબતાઇ જઇને છોકરાંઓ ચીસોચીસ પાડવા લાગ્યાં. બાઇડીઓમાં એક તરફ ઉલટી ને બીજી તરફ બિચા-રીઓ રડવા લાગી. ગંજીફા દરીયામાં ફેંકાઇ ગયા, ખાવા પીવાનું કયાં સૂકાઇ ગયું, નાટકનાં ગાયનો હવામાં ઉડી ગયાં, કોઇને પોતાના સરસામાનનું પણ ભાન રહ્યું નહિ, અને સૌ રામ રામ રામ રામ રામ એમ બોલતા બોલતા પ્રાર્થના કરવા લાગ્યા કે, હે પ્રભુ! આ આફતમાંથી બચાવ, બચાવ, અમે તારે આશરે છીએ. તારા વિના આ ભયંકર તોફાનમાંથી કોઇ બચાવી શકે તેમ નથી. એમ કહીને સૌ પોતપોતાના ઇષ્ટ દેવની માનતાઓ કરવા લાગ્યા. કોઇ જાત્રા કરવાના, કોઇ પરમાર્થ કરવાના, કોઇ બ્રાહ્મણો જમાડવાના, કોઇ મહાદેવની રૂદ્રી કરવાના, કોઇ શ્રી-નાથજીને રાજભોગ ધરાવવાના, કોઇ દેવીને બળિદાન આપવાના અને કોઇ પિતૃઓના કર ચૂકાવવાના સંકલ્પ કરવા લાગ્યા. એ પછી ખરા જીગરની બહુ પ્રાર્થના તથા બહુ પરમાર્થ થયા બાદ થોડા કલાકમાં તોફાન નરમ પડયું ને સૌ શાંત થયા.

ભાઇઓ ! એ ભયંકર તોફાન વખતે આગબોટની અંદરના બધા લોકોમાં અમે જેવી ભકિત જોઇ, જેવી દિનતા જોઇ, જેવું પરવશપણું જોયું, જેવો ત્યાગ વૈરાગ્ય જોયો, જેવો પ્રભુનો મહિમા જોયો અને જેવું મોતને નજરે જોયું તેવું પાછું કોઇ દિવસ કોઇ ઠેકાણે હજી સુધી અમે જોયું નથી. તેથી મારી તો ખાત્રી થઇ ગઇ છે કે, દુઃખ વિના પ્રભુ યાદ આવે નહિ; અને પ્રભુ યાદ આવે નહિ ત્યાં સુધી આપણો ઉદ્ધાર થાય નહિ. માટે આપણા કલ્યાણ સારૂ આપણી પાસે ભકિત કરાવવાની ઇચ્છાથી કોઇ વખત પ્રભુ આપણને દુઃખ આપે છે. માટે જ્યારે દુઃખ આવી પડે ત્યારે નિરાશ નહિં થતાં શુદ્ધ અંતઃકરણથી ઇશ્વરની ભકિતમાં લાગુ રહો, ભકિતમાં લાગુ રહો. એટલે પરમ કૃપાળુ પરમાત્મા દયા કરશેજ. એટલુંજ નહિ પણ હરિજનો તો એમજ કહે છે કે,

દોહરો.

સુખ કે માથે શિલા પડો, હરિ હ્રદયસે જાય;
બલિહારિ એ દુઃખકી, પલ પલ નામ જપાય.

---

## બધા માણસો દુઃખને વખતે પ્રભુને યાદ કરે છે, પણ જ્યારે સુખ આવી પડે ત્યારે ઇશ્વરને ભુલી જાય છે તે વિષે.

એક રાજાની પાસે એક લશ્કરી અમલદાર રહેતો હતો. તે બહુ બહાદૂર ને મોટો લડવૈયો હતો પણ તેના શરીરમાં કોઇ જાતનો મહા વ્યાધિ હતો; તેથી તે હમેશાં માંદો રહ્યા કરતો હતો. તેનું શરીર જોયું હોય તો એમ લાગે કે, હવે આનું આવી ખૂટયું છે. બેચાર મહિનામાં એ જરૂર મરી જશે ! એવો દેખાતો હતો. અને તેને પોતાને પણ એમ લાગતું કે, હું આ મંદવાડમાંથી બચી શકીશ નહિ.

એ લશ્કરી અમલદાર શરીરે હમેશાં માંદો રહેતો છતાં પણ લડવાની બાબતમાં તેની કુશળતા બહુ જબરી હતી. એવા માંદા શરીરે પણ તે દરેક લડાઇમાં જતો, અને બહુ મોટી ફત્તેહ મેળવી

આવતો હતો. એવી રીતે ઘણી લડાઇમાં તેણે ફત્તેહ મેળવી, અને ઘણો મુલક પોતાના રાજાને જીતી આપ્યો તેથી રાજા તેના ઉપર બહુ ખુશી થયો અને રાજાને તેની નબળી તબિયત માટે બહુ દયા આવી, તેથી બહુ હોંશિઆર વૈદોને બોલાવીને રાજાએ તે અમલદારની દવા કરાવી. કારણ કે રાજા એમ સમજતો હતો કે, જ્યારે આટલો બધો મંદવાડ છતાં ને શરીર આવું નબળું છતાં પણ આટલી બધી બહાદુરી બતાવે છે ને દુશ્મનોને જીતી લેય છે, ત્યારે જો તેનું શરીર સારૂં હોય તો તો કોણ જાણે શું નું શું કરે! માટે એવા બહાદુર માણસને સાજો કરવો જોઇએ. એમ ધારીને રાજાએ પોતાના વૈદોને ખાસ તાકીદ કરી કે, ગમે એટલું ખર્ચ થાય ને ગમે એ દવા કરવી પડે તેની ફિકર નહિ, પણ આ અમલદારને સાજો કરો. જો એ સાજો થશે તો હું તમને બહુ મોટું ઇનામ આપીશ. એ ઉપરથી વૈદો બહુ ધ્યાન રાખીને મહેનત કરવા લાગ્યા તેમાં કોઇ દવા લાગુ પડી ગઇ, અને તે અમલદાર સાજો થઇ ગયો. એ પછી તેના ચહેરાનો રંગ બદલાઇ ગયો. તેનામાં નવી તેજી આવી ગઇ. તેનું શરીર હૃષ્ટપુષ્ટ થઇ ગયું અને તે બહુ સુંદર દેખાવનો થઇ ગયો.

એ પછી તે અમલદારે પોતાનું રાજીનામું મોકલ્યું ને કહ્યું કે, હવે મારાથી નોકરી બની શકશે નહિ, માટે મને માફ કરો, અને લશ્કરી નોકરીમાંથી છૂટો કરવાની મહેરબાની કરો.

આ સાંભળીને રાજા બહુ અજબ થયો, અને તેને પૂછ્યું કે, આમ કાં? જ્યારે માંદા હતા ત્યારે બહાદુરીથી લડતા હતા અને જ્યારે સાજા થયા ત્યારે રાજીનામું? એમ રાજીનામું આપવાનું કાંઇ કારણ? ત્યારે તે અમલદારે કહ્યું કે, સાહેબ, જ્યાં સુધી હું બિમાર હતો ત્યાં સુધી મને એમ લાગતું કે, આ રોગમાંથી હું કાંઈ બચવાનો નથી. મોડા વહેલો મરવાનોજ છું. ત્યારે કાંઇ બહાદુરી કાં ન બતાવું? જ્યારે થોડા વખતમાં મરી જવું છે ત્યારે કાંઇક કીર્તિ કાં ન મેળવી લઉં? અને જ્યારે રોગથી પણ મરવું છે ત્યારે તમારી સેવા કરતે કરતે લડાઇમાં કાં ન મરૂં? એમ ધારીને હું લડતો હતો. એટલે એ વખતે મને પોતાનો ભય નહોતો! તેથી હું ફત્તેહ મેળવી શકતો હતો! પણ હવે તબિયત

સારી થયા પછી મને મરવું ગમતું નથી, હવે મને મોતનો ડર લાગે છે, અને હવે મને વૈભવ ભોગવવા ગમે છે માટે હું રાજીનામું આપું છું.

બંધુઓ! એ લશ્કરી અમલદારની પેઠે આપણે પણ એમજ કરીએ છીએ કે, જ્યારે દુઃખ આવી પડે છે ત્યારે પ્રભુને યાદ કરીએ છીએ, જ્યારે દુઃખ આવી પડે ત્યારે તેની પ્રાર્થના કરીએ છીએ અને જ્યારે દુઃખ આવી પડે ત્યારે ધર્મમાં કાંઇક વધારે બળવાન બની જઇએ છીએ, અને કેટલીક જાતની ભકિતમાં ટકી રહીએ છીએ. પણ જ્યારે સુખ આવી પડે ત્યારે ઢીલા પોચા થઇ જઇએ છીએ, જ્યારે સુખ આવી પડે ત્યારે મોહમાં પડી જઇએ છીએ, જ્યારે સુખ આવી પડે ત્યારે મોજ શોખ ભોગવવાનું મન થઇ જાય છે, જ્યારે સુખ આવી પડે ત્યારે ખોટી નાજુકાઇ અને બહારના આડંબર વધી જાય છે, જ્યારે સુખ આવી પડે ત્યારે ફરજો બજાવવામાં એક જાતનું ખાસ આળસ આવી જાય છે અને જ્યારે સુખ આવી પડે ત્યારે, ખોટી શરમ, ઉપરછરા વિવેક, અને માનસિક નબળાઇ આવી જાય છે. તેથી સુખના વખતમાં પ્રભુથી વિમુખ થઇ જવાય છે.

બંધુઓ! જો હરિજન થવું હોય તો સુખ દુઃખની આવી બાબત સમજી લેવા જેવી છે. કારણ કે જીન્દગીની સાથે સુખ દુઃખ તો જડેલાં છેજ. એટલે જ્યારે દુઃખ આવે ત્યારે દબાઇ જશો માં, પણ દુઃખથી પણ ઘણા ફાયદા થાય છે, અને દુઃખની વખતે પ્રભુનું વધારે સ્મરણ થાય છે. એમ સમજી દુઃખમાં દિલાસો લેતાં શીખજો અને સુખના વખતમાં મન ઢીલું ન થઇ જાય, મોહમાં ન પડી જાય અને પ્રભુને ન ભુલી જાય એ સંભાળજો.

# ઘણા માણસો ઠાલા ઠાલા દુઃખને વધારી વધારીને પોતાના મનમાં ફોગટના દુઃખી થયા કરે છે, તે વિષે.

ખરેખરૂં દુઃખ હોય તેને લીધે દુઃખી થવું પડે એ જુદી વાત છે, પણ ઘણે ઠેકાણે ઘણી વખતે એમ બને છે કે, ખરેખરૂં દુઃખ હોતું નથી, પણ પોતાના મનની નબળાઇને લીધેજ વિનાકારણ ઘણા માણસો દુઃખી થયા કરે છે. જેમકે,

કોઇ માણસ કહે છે કે, મને સોનાની ફ્રેમવાળા ચશ્મા નથી, એવા ચશ્મા માટે તે પોતાનું મન બાળ્યા કરે છે ને દુઃખી થયા કરે છે. ચશ્મા નથી એ માટે દુઃખી થાય છે, પણ આંખો મળી છે તે માટે ઉપકાર માનવાનું મન થતું નથી! કોઇ માણસ કહે છે કે, મને પગમાં પહેરવા માટે જોડા નથી, ઘણા દિવસ થયાં હું જોડા વિના ચલાવું છું આવી રીતે જોડા માટે તે શોક કરે છે, પણ ઘણા માણસો આપણી નજર આગળ લંગડા દેખાય છે, તે જોઇને કોઇ દિવસ એમ વિચાર થયો છે કે, પ્રભુએ મને પગ આપેલા છે ને તે પગને સાજા રાખેલા છે, એ તેનો કેટલો બધો ઉપકાર છે? જેમ બૂટ નથી તેમ કદી પગજ ન હોત, અથવા પગમાંજ કાંઇ ખામી હોત તો હું શું કરી શકત? ઘણા માણસો લૂગડાં માટે અફસોસ કર્યા કરે છે, અને કહે છે કે, અમને પહેરવા માટે સારાં લૂગડાં પણ મળતાં નથી. આવી રીતે લૂગડાંનો અફસોસ કર્યા કરે છે, પણ પોતાનું શરીર કાયમ રહ્યું છે, ને સાજુંસમું રહ્યું છે એ માટે ઇશ્વરનો ઉપકાર માનવાનું તેઓને મન થતું નથી. જુઓને આપણી નજર આગળ ઘણા માણસો મરી જાય છે તેને બદલે આપણે હજી સુધી જીવતા છીએ, એ શું પ્રભુનો ઉપકાર નથી? વિચાર કરો કે જીવવાનું સુખ વધારે મોટું છે કે સારાં લૂગડાં ન હોય તેનું દુઃખ વધારે મોટું છે? ખરેખરી રીતે જોતાં દુઃખ વધારે મોટું હોતુંજ નથી, પણ ઘણા માણસોને વધારી વધારીને દુઃખની વાતો કરવાની ટેવ પડી ગએલી હોય છે; તેને લીધે તેઓ દુઃખનાં રોદણાં રોયા કરે છે. પણ યાદ રાખજો કે, એમ કરવું તે કાંઇ હરિજનોનું કામ

નથી, એમ કરવું તે કાંઇ ભગતોનું કામ નથી, અને એમ કરવું એ કાંઇ ઇશ્વરની ઇચ્છાને આધીન રહેનારા જ્ઞાનીઓનું કામ નથી, પણ એ તો મોહવાદી અજ્ઞાનીઓનું કામ છે. માટે જો સાચા ભગત થવું હોય તો વધારી વધારીને દુઃખની વાતો કહ્યા કરશો માં, અને ઠાલા ઠાલા મનમાં મનમાં દુઃખી થયા કરશો માં, પણ દુઃખની વખતે પણ ઇશ્વરનો ઉપકાર માનતાં શીખજો, અને એમ વિચાર કરજો કે, એટલા દુઃખેથીજ છુટકો થયો, એ પણ તેની કૃપા જ છે. કારણ કે કદાચ એથી વધારે દુઃખ આવત તો પણ આપણે શું કરી શકત ? ચશમા ન મળ્યાં એ ચાલશે, પણ અંધાપો આવ્યો હોત તો શું કરત ? નાકમાં પહેરવા નથ નથી, પણ કદી નાકજ કપાઇ ગયું હોત તો શું કરત ? વાંચવા માટે પુસ્તકો નથી, પણ વાંચતાંજ નહિ આવડયું હોત તો શું કરત? સારૂં સારૂં ખાવાનું કદિ નથી મળતું, પણ ખાવાનું મળ્યા છતાં કાંઇ એવો રોગ થયો હોત કે, ખાઇજ શકાય નહિ તો શું કરત ? વધારે ધન નથી મળ્યું એ વાત ખરી, પણ તેને બદલે કુટુંબમાં શાન્તિ છે તે સામે કોઇ દિવસ જોયું છે ? પલંગ નથી મળ્યો, પણ દરરોજની ઊંઘ આવી જાય છે એ માટે કોઈ દિવસ ઉપકાર માન્યો છે? મોટા મોટા સુંદર પલંગો છતાં પડખાં ફેરવી ફેરવીને કંટાળાભરેલી રીતે રાતો કાઢવી પડે છે ને કેમે કરી ઉંઘ આવતી નથી, તેઓના હાલ તમે કોઇ દિવસ તપાસ્યા છે? ખીતાબ નથી મળતો કે ડીગ્રી નથી મળતી એ માટે તમે અફસોસ કર્યા કરો છો, પણ દીવાળું નથી કહાડવું પડયું તે સામે કોઇ દિવસ તમે જોયું છે ?

બંધુઓ ! આ બધી બાબતોના જો તમે વિચાર કરશો તો જરૂર તમોને એમ સમજાઇ જશે કે, અમે જેટલા દુઃખી થયા કરીએ છીએ તેટલા દુઃખી થવાનું કાંઈ ખાસ કારણ નથી. એટલુંજ નહિ, પણ એની સાથે એમ પણ લાગી આવશે કે, અમે ઠાલા ઠાલા અમારાં દુઃખને વધાર્યા કરીએ છીએ અને યાદ રાખજો કે દુઃખને વધારવું એ મ્હોટામાં મ્હોટું પાપ છે. માટે એવા પાપમાં પડયા રહેવું એ કાંઇ હરિજનોનું કામ નથી. માટે ભાઇઓ અને બ્હેનો ! જેમ બને તેમ દરેક સ્થિતિમાં સંતોષ માનતા ને આનંદ ભોગવતાં શીખો અને પ્રભુનો ઉપકાર માની નજીવા નજીવા દુઃખના ખ્યાલોને દૂર કરો, ને એને બદલે ઉંચી જાતના જે જે

સુખો તમોને મળેલાં છે તેનો ઉપકાર માનીને ઘણુજ આનંદથી હરિગુણ ગાઇને જીવન ગાળતાં શીખો, હરિગુણ ગાઇને જીવન ગાળતાં શીખો !



## દુઃખથી દિલગીર થાઓ માં, પણ એમ સમજી લ્યો કે દુઃખને લીધે પણ ઘણા ફાયદા થઇ જાય છે.

ઘણા માણસોનો સ્વભાવ એવો હોય છે કે, તેઓ વારંવાર હરેક ઠેકાણે દુઃખનીજ વાતો કર્યા કરે છે, દુઃખનીજ ફરીઆદ કર્યા કરે છે, અને દુઃખનાંજ રોદણાં રોયા કરે છે; પણ જે હરિજનો છે તેઓ કહે છે કે દુઃખના વિચારો કરવા અને દુઃખની વાતો કર્યા કરવી એ ઘણુંજ ખરાબ છે. કારણ કે દુઃખમાંથી પણ ઘણી જાતના ફાયદાઓ થાય છે, પણ એ બધી વાતો આપણે ચોખ્ખી રીતે સમજતા નથી તેને લીધે દુઃખથી હારી જઇએ છીએ તેને લીધે દુઃખથી નીરાશ થઇ જઇએ છીએ અને તેને લીધે દુઃખથી ડરી જઇએ છીએ. પણ યાદ રાખજો કે, કોઇ પણ જાતનું દુઃખ ઘણું કરીને આગળ વધારવા તથા મદદ કરવા સારૂજ આવે છે. એટલુંજ નહિ પણ કોઇ વખત આપણે કાંઇ બૂરાં કામો કરેલાં હોય તેની શિક્ષા તરીકે પણ દુઃખ આવે છે. યાદ રાખજો કે, એવી રીતની શિક્ષા પણ આપણને સુધારવાને માટેજ હોય છે. જેમ કોઇ મસ્તીખોર છોકરો કાંઇ નાના નાના ગુન્હા કરતો હોય તો તેને પકડીને ઉદ્યોગશાળામાં મોકલવામાં આવે છે એ વખતે તે છોકરાંને ઉદ્યોગશાળામાં જવું ને તેમાં રહી ઉદ્યોગો શીખવા એ દુઃખરૂપ લાગે છે, તેથી તે બડબડયા કરે છે અને પોતાને પકડાવનાર માણસોને તથા પોલીસને ગાળો દીધા કરે છે, તથા ઉદ્યોગશાળામાંથી નાસી જવા કોશીશ કર્યા કરે છે. પણ એ પછી જયારે તે કાંઇ સારો ઉદ્યોગ શીખે છે, અને મુદ્દત પૂરી થયે બહાર જઇ ધંધો રોજગાર કરે છે, ને પાંચ પૈસા મેળવે છે તથા આબરૂદાર થાય છે ત્યારે પ્રથમ જે ઉદ્યોગશાળાને તે દુઃખરૂપ માનતો હતો, તેજ ઉદ્યોગશાળાનાં વખાણ કરે છે, અને એના આભાર માને છે. એવીજ રીતે દુઃખ એ પણ એક શાળા છે, પણ એ શાળા બહુજ

આકરી છે, તેથી તેમાં શીખવું આપણને ગમતું નથી. માટે આપણે બડબડયા કરીએ છીએ, પણ આગળ જતાં ખબર પડે છે કે, દુઃખને લીધે પણ જીંદગી સુધરી શકે છે, દુઃખને લીધે કઠણ ઠરાવો થઇ શકે છે, દુઃખને લીધે નવું જોર આવે છે, દુઃખને લીધે મોટાં કામો કરવાના રસ્તા મળી જાય છે, દુઃખને લીધે જીન્દગીની દિશા બદલાઇ જાય છે, દુઃખને લીધે દીનતા, ઉપકારવૃત્તિ, ખમી ખાવું વગેરે ગુણો આવી જાય છે, અને દુઃખને લીધે ઇશ્વરી રસ્તામાં ચાલવાનું મન થાય છે. માટે આ બાબત બહુ ચોખ્ખી રીતે સમજી લેજો કે, આપણને હેરાન કરવા માટેજ કાંઇ દુઃખો આવતાં નથી, પણ આપણને આગળ વધારવા માટે અને સુખી કરવા માટેજ દુઃખો આવે છે. જેમકે,

જે ઠેકાણે દરીઆ તોફાની હોય છે અને જ્યાં વારંવાર ભયંકર મોજાંઓ આવ્યા કરે છે તથા બેદરકાર ખારવાઓની હોડીઓ ઉંધી વળી જાય છે ને તણાઇ જાય છે તે ઠેકાણેના ખારવાઓ બહુ બહાદુર હોય છે. કારણ કે, તોફાની દરીઆને લીધે તેઓને જે મુશ્કેલીઓ ભોગવવી પડે છે, તોફાની દરીઆને લીધે તેઓને જે હાડમારી ભોગવવી પડે છે, અને તોફાની દરીઆને લીધે તેઓને જે જોખમો ખેડવાં પડે છે, તેને લીધે તે ખારવાઓ બીજા ખારવાઓ કરતાં ઘણુંજ વધારે બહાદુર બની જાય છે આવી રીતે દરીઆના તોફાનને લીધે ખારવા-ઓમાં બહાદુરી વધે છે ને કામ લેવાની યુકિતઓ આવડે છે, તથા તોફાનમાં ટકી શકે તેવી જાતની બોટો બનાવતાં આવડે છે, પણ જે દેશમાં સમુદ્ર શાંત હોય છે ને જ્યાં ઝાઝાં તોફાન નડતાં નથી, ત્યાંના ખારવાઓમાં એવી જાતની હોશિયારી હોતી નથી. માટે આ ઉપરથી સમજી શકાય છે કે, દુઃખને લીધે પણ માણસો સુધરી શકે છે ને આગળ વધી શકે છે. માટે દુઃખથી દબાઇ જવું નહિ, પણ જેમ બને તેમ દુઃખમાંથી પણ કાંઇક લાભ લઇ લેતાં શીખવું જોઇએ.

જે રાજ્ય સરહદ ઉપર આવેલાં હોય અને જેને બીજાં રાજ્યો સાથે વારંવાર લડાઇમાં ઉતરવું પડતું હોય તે રાજ્યના સીપાઇઓ બહુ બહાદુર હોય છે, અને તે રાજ્યની પ્રજામાં

કાંઇક ખાસ જાગૃતિ તથા ખાસ તેજસ્વિતા ને ઉગ્રતા હોય છે, પણ એને બદલે જે રાજ્ય બહુજ સલામત જગ્યાએ આવી ગયેલું હોય અને જેને લડાઇ કરવાની બીક ન હોય તે રાજ્યના સીપાઇઓ નમાલા હોય છે, તે રાજ્યના અમલદારો મોજીલા હોય છે, અને તે રાજ્યની પ્રજા એક પ્રકારની ખાસ નિર્બળતાવાળી હોય છે. તથા તે રાજ્યના કાયદા ઢીલા પોચા અને માલ વીનાના હોય છે. આ ઉપરથી પણ સમજી શકાય છે કે, દુઃખને લીધે માણસોની હુશિયારી વધે છે, દુઃખને લીધે નવી નવી યુક્તિઓ મળી આવે છે, દુઃખને લીધે બહાદૂરી વધે છે, અને દુઃખને લીધે પોતાના ઘરસંસારમાં તથા આ જગતમાં આગળ વધી શકાય છે. માટે યાદ રાખજો કે, દુઃખને આપણે હાલમાં જેટલું ખરાબ સમજીએ છીએ તેટલું તે ખરાબ નથી, પણ ઉલટું આપણને આગળ વધારવામાં તે મદદગાર છે. માટે દુઃખમાંથી પણ કાંઇક સુખ મેળવી લેતાં શીખવું જોઇએ.

જે વેપારીઓને હરીફાઇ કરવી પડે છે, જે વેપારીઓને વેપાર ખેડવો પડે છે, જે વેપારીઓને મુશ્કેલીઓ વચ્ચેથી કામકાજ કરવું પડે છે, અને જે વેપારીઓને પ્રતિકૂળ સંજોગો વચ્ચેથી નફો મેળવવો હોય છે, તે વેપારીઓનું ડહાપણ ખાસ જાણવા જેવું હોય છે, તે વેપારીઓની ખુબી સમજવા જેવી હોય છે, અને તે વેપારીઓની આવડત અનુકરણ કરવા જેવી હોય છે. પણ તેને બદલે જે વેપારીઓને કોઇ પણ જાતનાં સાહસ ખેડવાં પડતાં નથી, જે વેપારીઓને ધાસ્તી ભરેલી ઉથલપાથલની સ્થિતિમાં આવવું પડતું નથી, જે વેપારીઓને પરદેશ ખેડવો પડતો નથી, અને જે વેપારીઓને કટાકટીની હરીફાઇ કરવી પડતી નથી તે વેપારીઓ નમાલા રહી જાય છે, તે વેપારીઓ ટુંક નફામાં રહી જાય છે તે વેપારીઓ કાંઈ પણ જરાક જેટલું જોખમ આવી પડે તો પણ ગભરાઇ જાય ને ઉલટા નુકશાનીમાં ઉતરી જાય તેવા બની જાય છે, અને તે વેપારીઓ લાંબી નજર પહોંચાડી શકે નહિ તથા મોટો નફો મેળવી શકે નહિ તેવા બની જાય છે. આ ઉપરથી સમજી શકાય છે કે, અડચણોને લીધે, મુશ્કેલી-

ઓને લીધે, પ્રતિકૂળ સંજોગોને લીધે અને દુઃખને લીધેજ માણસો આગળ વધી શકે છે, અને વધારે ફાયદો મેળવી શકે છે. માટે દુઃખને દુઃખજ માન્યા કરો માં, પણ આપણને આગળ વધારવા સારૂ અને આપણું ભલું કરવા માટેજ દુઃખ આવેલું છે, એમ સમજતાં શીખો.



## દુઃખથી દીલગીર થાઓ માં, પણ એમ સમજી લ્યો કે દુઃખને લીધે પણ ઘણા ફાયદા થઇ જાય છે તે વિષે—ભાગ બીજો.

યાદ રાખજો કે, જે જે સંતોએ બહુ બહુ દુઃખ ખમેલાં છે, જે જે હરિજનોએ બહુ બહુ તપ કરેલાં છે, અને જે જે ભગતોને જગતની સામે થવું પડયું છે, તેઓજ સૌથી મોટા મહાત્મા થઇ શકેલા છે, તેઓનીજ અસરો આજ દિવસ સુધી લોકોના હૃદય ઉપર રહેલી છે. તેવાઓનાં નામો અમર થએલાં છે ને તેઓનાંજ ચરિત્રથી હજારો ને લાખો માણસોને ફાયદો થાય છે. પણ જે સંતોએ બહુ શાંતિમાં પોતાની જીંદગી ગાળેલી છે અને બધી જાતની સગવડો વચ્ચે ભજનો કરેલાં છે, તેમનાં નામ નિશાન કોઇ જાણતું નથી, અને દુઃખી ભગતોની ભક્તિની પ્રભુની હજુરમાં જેટલી કિંમત થાય છે તેટલી કિંમત કોઇ બહુ સારી સગવડવાળા ભગતની ભક્તિની થતી નથી. કારણ કે ઘણી જાતની સગવડો હોય તેને લીધે કાંઇક કામ થઇ જાય તેમાં શું નવાઇ? પણ જયારે કોઇ પણ જાતની સગવડો ન હોય, ચોતરફથી મુશ્કેલીઓજ હોય અને તેમ છતાં કાંઇક શોધ કરી શકાય ત્યારેજ એ શોધ કિંમતી ગણાય છે, માટે આ વાત પણ ધ્યાનમાં રાખજો કે, દુઃખને લીધેજ ઘણાએ સંતો સાચા સંત થઇ શકયા છે. એટલુંજ નહિ પણ તેઓ એકલા સુખમાંજ પડયા રહ્યા હોય તો કદાચ તેઓની ભક્તિ છૂટી ગઇ હોત અને તેઓ મોટા સંત થઇ શકત નહિ. કારણ કે સુખના વખતમાં ભક્તિ કરતાં ને જ્ઞાન મેળવતાં બહુ મુશ્કેલી લાગે છે, પણ દુઃખના વખતમાં ભગવાન

વારેવારે યાદ આવે છે અને દુ:ખના વખતમાં જે જ્ઞાન મળે તે જ્ઞાન ટકી શકે છે. માટે ભગવાનને અર્થે જેણે ભક્તિનાં દુ:ખો ભોગવેલાં હોય તે સંતોનું મહાત્મ્ય બહુ જ વધી જાય છે, પણ જેણે સુખમાં ભક્તિ કરી હોય તેની કોઇ બહુ દરકાર કરતું નથી કારણ કે એકલા સુખમાં સાચી ભક્તિ થઇ શકતી નથી, પણ જ્યારે કોઇક જાતનું દુ:ખ હોય અને તેની સામે માનસિક લડાઇ લડવાની હોય ત્યારેજ ભક્તિની કિંમત વધે છે. માટે યાદ રાખજો કે, આં જગત્‌માં ભક્તિને વધારનાર તથા સંતોના મહિમાને વધારનાર પણ દુ:ખજ છે. આ બધી બાબતો કહીને અમે તમને એમ સમજાવવા ઇચ્છીએ છીએ કે, તમે જેવું ધારો છો તેવું ને તેટલું બધું કાંઇ દુ:ખ ખરાબ નથી, પણ આપણને સુખી બનાવવા માટેજ અને આગળ વધારવા માંટેજ થોડું થોડું દુ:ખ આવે છે. માટે દુ:ખથી કાયર થઇ જવું નહિં અને દુ:ખના રોદણા રોયા કરવામાંજ રહી જવું નહિં, પણ જેમ બને તેમ દુ:ખમાંથી પણ કાંઇક સાર લેવાય તેમ કરવું, અને દુ:ખને પણ ભગવદ્ઇચ્છા સમજી શાંતિથી ભોગવી લેવું, અને ફોગટનો બડબડાટ કરવો નહિં, તથા આપણા દુ:ખના છાંટા બીજાઓના અંતરમાં ઉડાડવા નહિ જો એટલું કરી શકીએ તો પણ ઘણું છે.

બંધુઓ! આ જગત્‌માં અનેક જાતની દવાઓની શોધો થએલી છે, તે બધી શોધો શેમાંથી થઇ છે તે તમે જાણો છો? યાદ રાખજો કે દુ:ખને લીધેજ એ બધી દવાની શોધો થએલી છે. જો દુ:ખ ન હોત, રોગ ન હોત, દરદ ન હોત, તો દવાની શોધ થાત નહિ. પણ દુ:ખોએજ શોધ કરવાનું શીખવેલું છે. અને કોઇ પણ જાતની નવી શોધ કરતાં કેટલી બધી મહેનત પડે છે તથા એવી શોધો કરવા માટે કેટલી બધી બુદ્ધિ વાપરવી પડે છે, કેટલું બધું ઉંડું ઉતરવું પડે છે, કેટલા બધા સ્વાર્થ તજવા પડે છે, કેટલું બધું ખર્ચ કરવું પડે છે, કેટલો બધો વખત જાય છે, અને જુદી જુદી ઘણીએ બાબતોનો કેટલો બધો અભ્યાસ કરવો પડે છે એ તમે જાણો છો? એ બધું દુ:ખને લીધે થાય છે. જો દુ:ખ ન હોય તો માણસો સહેલાઇથી પોતાની મેળે આ બધું કરે નહિ; પણ દુ:ખને દૂર કરવા માટે તથા સુખ ભોગવવા માટે

માણુસો આવી શોધો કરે છે. માટે તે બધાનું મૂળ કારણ દુઃખ એજ છે. માટે યાદ રાખજો કે, દુઃખ એ કાંઇ નાનકડી વસ્તુ નથી, પણ દુઃખ એ બહુ આકરો ગુરૂ છે. દુઃખ એ માણુસોની અંદર જે માણસપણું રહેલું છે, તેને બહાર કાઢનાર કીમીઓ છે, અને દુઃખ એ માણુસોના રસ્તામાં આગળ લઇ જનાર પાંખો છે. માટે દુઃખથી કાયર થવું નહિ અને દુઃખનાં રોદણાં રોવા કરવાં નહિ, પણ જેમ બને તેમ દુઃખને વખતે ધીરજ રાખતાં શીખવું, તથા અસલના લોકોએ જેમ દુઃખની અંદરથી પણ પોતાનું કામ કાઢી લીધું છે, તેમ આપણે પણ દુઃખની અંદરથી આપણું કામ કાઢી લેતાં શીખવું જોઇએ.

ભાઈઓ ! દુઃખમાંથી પણ ઘણુંએ કલ્યાણ થઇ શકે તેમ છે, ને દુઃખમાંથી પણ જીન્દગી સુધારી શકાય તેમ છે. એટલું જ નહિ પણ સુખને લીધે ઘણી જાતના મોહ થઇ જાય છે, પણ દુઃખ તો આગળ વધારવામાં ધકકો મારે છે, અને આપણુને આગળ ન વધવું હોય છતાં પણ તે પરાણે પરાણે ધક્કા મારી મારીને આગળ વધારે છે, અને આપણુને જે નવી સ્થિતિ ન ગમતી હોય તેમાં તે લાવી મૂકે છે. એથી આગળ જતાં ફાયદોજ થાય છે એમાં કાંઇ પણ શક નથી. માટે ભાઇઓ ને બ્હેનો ! દુઃખથી કાયર થઇ તેની સામે બડબડાટ કરવામાંજ રહી જાઓ માં, પણ આપણુને સુધારવા માટે, આપણુને મદદ કરવા માટે, તથા આપણું કલ્યાણ કરવા માટે જ દુઃખ આવેલું છે, એમ સમજી તેને શાંતિથી ભોગવી લ્યો, અને દુઃખમાંથી પણ કાંઇક સાર ગ્રહણ કરી તે દુઃખ પણ આગળ જતાં સુખરૂપ બની જાય તેમ કરો, એજ અમારી ભલામણ છે. અને એમ કરવાનું પરમકૃપાળુ પરમાત્મા તમોને બળ આપે, એમ અમે ઇચ્છીએ છીએ.

## દુઃખ.

દુઃખમેં સમરન સબ કરે, સુખમેં કરે ન કોય;<br>
જો સુખમેં સમરન કરે, તો દુઃખ કહાસે હોય?<br>
સુખમેં સમરન ના કિયા, દુઃખમેં કિયા યાદ;<br>
કહે કબીર તા દાસકી, કોન સુને ફરીયાદ?

સુખકે માથે સીલ પડે, જો નામ હ્રદયસે જાય;
બલીહારી વા દુ:ખકી, પલ પલ નામ જપાય.
બીપત ભલી હરી નામ લેત, કાયા કસોટી દુ:ખ;
રામ બીના કીસ કામકી, માયા સંપત સુખ.



## ભકતો ઉપર આવી પડતાં દુઃખો તે વહાણને લાગતા પીઠના પવનના જેવાં છે; એથી ધારેલા મુકામે જલદી પહોંચી શકાય છે.

એક અજાણ્યો માણસ વહાણમાં બેઠો. એ પછી થોડી વારે તે વહાણને બહુ વન લાગ્યો તેથી એ વહાણ વધારે વધારે હલક ડોલક થવા લાગ્યું. એ જોઇને અંદર બેઠેલો નવો માણસ બીહવા લાગયો, અને ખારવાઓને કહેવા લાગ્યો કે, અરે હાય હાય ! હવે શું થશે ? મારૂં તો આવી બન્યું ! કયાંથી હું આ વહાણમાં બેઠો ? આ પવને તો નખોદ વાળ્યું. એમ અફસોસ કરી કરીને બહુ ગભરાવા લાગ્યો, ત્યારે ખારવાઓએ કહ્યું કે, એ પવન તો બહુ સારો છે. એથી તો આપણે જલદી ઘેરે પહોંચશું, એમાં ગભરાવા જેવું કાંઇ નથી.

આવીજ રીતે એ અજાણ્યા માણસની પેઠે આપણે પણ અજ્ઞાનને લીધેજ દુ:ખથી ડરીએ છીએ. પણ આપણને ખબર નથી કે એ દુઃખ તો વહાણને લાગતા પીઠના પવન જેવાં છે. તેને માટે સંત પુરૂષો તો એમજ કહે છે કે, એ તો ખૂબી છે. જો તેનો ઉપયોગ કરતા આવડે તો તે આપણને તારવા માટેજ છે. કારણ કે ભકતો ઉપર આવી પડતાં દુઃખો તે આપણને ડુબાવવા માટે નહિં પણ વહાણને લાગતા પીઠના પવન જેવાં છે. એથી ધારેલા મુકામે જલદી પહોંચી શકાય છે. જો પવન હોય તો વહાણને ચાલતાં વાર લાગે છે. તેમજ જો માત્ર સુખજ હોય તો ઈશ્વરી રસ્તામાં જલદી જલદી આગળ વધી શકાય નહિં. માટે દુ:ખ છે તે પણ એક પ્રકારની ખૂબી છે. એ ખૂબીનો સમજીને લાભ લેવાથી દુઃખ, સુખના રૂપમાં ફેરવાઇ જાય છે ને તે આપણને ઇશ્વરી રસ્તામાં એકદમ આગળ વધારી દેય છે. માટે દુઃખથી કાયર નહિ

થતાં પ્રભુની ઇચ્છાને આધીન થાઓ, અને પ્રભુ જેમ રાખે તેમ રહેવામાંજ આનંદ માનો, એજ મહાત્માઓનો ઉપદેશ છે. એજ ધર્મનું તત્વ છે. એજ પ્રભુને રીઝવવાનો સેહેલામાં સેહેલો ઉપાય છે. માટે એ બધી લાંબી લાંબી ને ઉંડી ઉંડી વાતોને બાજુએ મૂકી, પ્રભુ જે કરે છે તે રૂડુંજ કરે છે, એમ સમજી તેની ઇચ્છાને આધીન થવાનું બળ મેળવો.

---

## મહાત્માઓ દુ:ખનો અર્થ શું કરે છે? તેઓ કહે છે કે પરમાર્થને ખાતર દુ:ખ ખમવાં એ દેવ પૂજવા બરાબર છે.

મહાત્માઓના શબ્દકોષમાં દુ:ખ શબ્દનો અર્થ શું કરેલો છે એ તમને ખબર છે? ભગવદ્દઇચ્છાથી આવી મળેલાં દુ.ખનો અર્થ પ્રભુનું હેત અને આપણું કલ્યાણ એવો છે. એ સારૂ મોટા મોટા સંતો વારંવાર પુછતા કે હમણા ઘણા દહાડા થયા અમારી પાસે દુ:ખ કેમ નથી આવતું? પ્રભુએ અમને વિસારી દીધા કે શું? અમે કાંઇ અપરાધી થયા હોઇશું, નહિ તો પ્રભુ અમને કેમ વિસારી દેય? દુ:ખ આવ્યા વિના પ્રભુની પ્રીતિ કેમ જણાય? અને દુ:ખ ખમ્યા વિના જલદી કલ્યાણ પણ કેમ થાય? માટે સંતોને ભગવદ્દઇચ્છાથી આવી મળેલાં દુ:ખો તો જોઇએજ. એવાં દુ:ખથી દિલગીર થાય તે સંત શેના?

ભગવદ્દઇચ્છાથી આવી મળેલાં દુ:ખો શાંતિથી સહન કરવાં એ પ્રભુની સેવા કરવા બરાબર છે. અને પરમાર્થને ખાતર દુ:ખ ખમવાં એ દેવ પૂજવા બરાબર છે; માટે મહાત્માઓના શબ્દકોષમાં દુ:ખ શબ્દનો અર્થ "પ્રભુનું હેત અને આપણું કલ્યાણ" એવો કરેલો છે. દુ:ખનો આવો અર્થ સમજ્યા પછી દુ:ખથી શા માટે દિલગીર થવું જોઇએ? સંતો દુ:ખને માગે છે એટલે તપ કરે છે, પણ આપણે સંસારી છીએ તેથી દુ:ખ ન માગીએ, એટલે તપ ન કરી શકીએ; પણ ભગવદ્દઇચ્છાથી આવી મળેલાં દુ:ખો શાંતિથી ભોગવી લઇએ એટલી ધીરજ તો આપણે જરૂર

રાખવી જોઇએ. જો એટલી ધીરજ પણ ન રાખી શકીએ તો પછી પશુઓમાં ને આપણામાં ફેર શું? આપણામાં ધર્મનું બળ છે તેની ખાતરી શું? અને પ્રભુને ખાતર આપણે આપણી ઇચ્છાનો કાંઇક ભોગ આપી શકીએ છીએ, એ દુઃખ ખમ્યા વિના કેમ દેખાડી શકાય? માટે જેઓને ધર્મની અને પ્રભુની દરકાર હોય તેણે તો ભગવદ્દઇચ્છાથી આવી મળેલાં દુઃખો શાંતિથી સહન કરવાંજ જોઇએ.

---

## સાધુઓ પ્રભુ પાસે કેવા પ્રકારનાં દુઃખ માગે છે?

સંતો પ્રભુ પાસે દુઃખ માગે છે તેનો અર્થ શું? તેઓ કેવા પ્રકારનાં દુઃખ માગે છે એ તમને ખબર છે? તેઓ એમ નથી માગતા કે વગર મફતના ઉપવાસ કરવા, તેઓ એમ નથી માગતા કે બહારની ધૂણીઓ તાપવી, તેઓ એમ નથી માગતા કે ગાંજો ફૂંકી ફૂંકીને છાતી તથા બુદ્ધિ બાળી મૂકવી, તેઓ એમ નથી માગતા કે વરસાદમાં ભીંજાતું ભીંજાતું વગર મફતનું મસાણોમાં પડયું રહેવું, તેઓ એમ નથી માગતા, કે કાશીએ કરવત મૂકાવા જવું, તેઓ એમ નથી માગતા કે બિમારીમાં સડયા કરવું છતાં પણ તેનો કાંઇ ઉપાય કરવો નહિ. તેઓ એમ નથી માગતા કે ઉંધે માથે લટકી રહેવું, તેઓ એમ નથી માગતા કે પાસે ન હોય તો પણ યજ્ઞો કરવા ને સદાવ્રત ચલાવવાં, તેઓ એમ નથી માગતા કે ધર્મને નામે અડંગાઓ લગાવી બીજાઓને નાહક હેરાન કરવા; અને તેઓ એમ નથી માગતા કે ઉજજડ જંગલમાં, અંધારી ગુફામાં એકલું પડયું રહેવું. આવા પ્રકારના વિના કારણ ઇરાદાપૂર્વક પોતાની ખુશીથી ખરીદેલાં દુઃખો તેઓ નથી માગતા, પણ તેઓ એવા પ્રકારનાં દુઃખો માગે છે કે જે પરમાર્થને ખાતર હોય, ધર્મને ખાતર હોય, પોતાના ગરીબ ભાઇબંધોને મદદ કરવા ખાતર હોય, પોતાની જીંદગીને વધારેમાં વધારે ઉપયોગી બનાવવાને ખાતર હોય, અને પ્રભુને ખાતર હોય એવા દુઃખો તેઓ માગે છે. પણ પોતાની નજીવી ઇચ્છાઓની તૃપ્તિને ખાતર અથવા પોતાની મૂર્ખાઇ

